श्रीमद्गोविंदमहाप्रभुजीकृत

भारतमार्तंड शीघ्रकवि पंचनदी पंडीत

श्रीगट्टुलालजी विरचित

सहित

गोस्वामी श्री गोविंदाचार्यात्मज

श्रीदेवकीनंदनाचार्यजी अने

श्रीजयदेवाचार्यजीनी आज्ञानुसार

तेमना सेवक

पाने शुद्ध करावी

परीख हरिवल्लभदास गोकळदासे

प्रसिद्ध कर्यो.

विक्रमार्क १९५६ सन १९००

५४४२८

॥ श्री हरिः ॥

श्रीमद्गोविंदमहाप्रभुजीकृत

# उपदेशसुधाग्रंथ

भारतमार्तंड शीघ्रकवि पंचनदी पंडीत

श्रीगट्टुलालाजी विरचित

## श्रीगोविंदशरणाष्टक

सहित

गोस्वामी श्रीगोविंदाचार्यात्मज

श्रीदेवकीनंदनाचार्यजी अने

श्रीजयदेवाचार्यजीनी आज्ञानुसार

तेमना सेवक

शास्त्री गोवर्द्धनदास धीरजरामजी

पासे शुद्ध करावी

परीख हरिवल्लभदास गोकळदासे

श्री विसनगर मध्ये

पद्माकर मुद्रायंत्रमां मुद्रांकित करावी

प्रसिद्ध कर्यो.

विक्रमार्क १९५६ सन १९००

नोछावर रु०-४-० टपालखरच ६ पाई

વિસનગર

શ્રી વિસનગર પદ્માકર પ્રીંટીંગ પ્રેસ.

અમદાવાદ

ધી ડાયમંડ જ્યુબિલી પ્રીંટીંગ પ્રેસ.

# પ્રસ્તાવના.

---

ઈશ્વરે સૃષ્ટિકાળે આ વિશ્વ રચ્યું તેજ સમયે અનેક પ્રકારના જીવોને પોતાના સ્વરૂપમાંથી ઉત્પન્ન કર્યા છે, વળી તેજ વખતે સર્વે પ્રાણીઓના લૌકિક તથા પારમાર્થિક વ્યવહારો ચલાવવાને વેદાદિક શાસ્ત્ર પણ રચ્યાં છે જેથી કરીને સર્વે જીવોને ધર્મ, અર્થ, કામ મોક્ષાદિકના સાધનનું જ્ઞાન મળી શકે, તેમજ ધર્મ, અધર્મ, બંધ, મોક્ષ, વિદ્યા, અવિદ્યા નીતિ, વિવેકાદિકનું જ્ઞાન પણ થઇ શકે; પરંતુ તે અનેક પ્રકારનાં જીવોની શ્રદ્ધા પણ અનેક પ્રકારની થઇ એટલે કોઇની સત્વ ગુણી, કોઇની રજો ગુણી, કોઈની તમો ગુણી, અને કોઇની નિર્ગુણી; આ ચાર પ્રકારની શ્રદ્ધાઓને જોઇ તેમના ઉદ્ધારાર્થે વેદાદિક શાસ્ત્રોમાંથી ચાર સંપ્રદાયો પ્રગટ કર્યા છે, તે ચારે સંપ્રદાયોમાં વર્ણાશ્રમધર્મપૂર્વક ઇશ્વરભક્તિ કરવાથીજ મોક્ષ થાય છે એમ દર્શાવેલું છે. ભક્તિના ચાર પ્રકાર છે– સાત્વિક, રાજસ, તામસ અને નિર્ગુણ. નિર્ગુણ શ્રદ્ધાવાળા જીવોને નિર્ગુણભક્તિમાર્ગથી નિર્ગુણ પરબ્રહ્મ શ્રી પુરૂષોત્તમની પ્રાપ્તિ થાય છે. આ નિર્ગુણ ભક્તિમાર્ગ સંપ્રદાયનું યથાર્થ જ્ઞાન ઘણા અજ્ઞ જનોને સમજવામાં ન આવવાથી શ્રી ગોવિંદ મહાપ્રભુજીએ શ્રી વલ્લભાચાર્ય સંપ્રદાયના સમસ્ત વૈષ્ણવોને યથાર્થ સંપ્રદાયનો બોધ થાય તે અર્થે શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, પંચરાત્ર, ઈતિહાસાદિક ગ્રંથોમાંથી મંથન કરી આ **ઉપદેશસુધા** નામનો લઘુ ગ્રંથ રચી પ્રકટ કીધો છે જેમાં વર્ણાશ્રમધર્મપૂર્વક શુદ્ધ નિષ્કામ શ્રી પુરૂષોત્તમની ભક્તિ કરવી એ પ્રતિપાદન કરેલું છે. વળી વૈષ્ણવોને આવશ્યક દિક્ષાધર્મ, પ્રવાસ ધર્મ, વિરક્તોના ધર્મ, સૌભાગ્યવતી સ્ત્રીના ધર્મ, વિધવાના ધર્મ, તથા દુરાચાર રહિત શુદ્ધ નીતિ તથા સદાચાર વિગેરે ધર્મોનો, વૈષ્ણવોને સંપ્રદાય સંબંધી જ્ઞાન થાય તે ઉદ્દેશથી, આ ગ્રંથમાં સમાવેશ કીધો છે. આ ગ્રંથનું અવલોકન કરતાં અતિશય ભક્તિજનક, જ્ઞાનમય, ઉપયોગી, બોધદાયક અપૂર્વ ગ્રંથ લાગશે એ નિ:શંક છે, કારણ કે ગ્રંથમાં ગ્રંથિત થયેલું તત્વ સ્પષ્ટ છે.

આ ગ્રંથની પ્રથમ આવૃત્તિ છપાયે કેટલાંક વર્ષ થયાં ને તેથી વૈષ્ણવ સમૂહમાં વધારે ઉપયોગીતા લાગવાથી આ દ્વિતીયવૃત્તિ સંતોષકારક રીતે શુદ્ધ કરાવી ગોસ્વામી શ્રી ૧૦૮ દેવકીનંદનાચાર્યજી મહારાજ તથા શ્રી જયદેવાચાર્યજી મહારાજશ્રીની આજ્ઞાનુસાર, મારા તરફથી પ્રગટ કરવામાં આવી છે.

આ ગ્રંથ શુદ્ધ કરવામાં શાસ્ત્રી ગોવર્દ્ધનદાસ ધીરજરામજીએ મને જે અમુલ્ય સહાયતા આપી છે તેને માટે હું તેમનો આ સ્થળે ઉપકૃત છું.

પુસ્તક વાંચવામાં અને પ્રૂફશીટ સુધારવામાં પૂરતું ધ્યાન આપેલું છે છતાં જો કોઇ સ્થળે બુદ્ધિ વા દૃષ્ટિના દોષથી ભૂલ ચૂક રહી ગઈ હોય તો તે સુધારી લેવા કૃપા કરશો.

વસંતપંચમી.
વિક્રમાંક ૧૯૫૯

પરીખ હરિવલ્લભદાસ ગોકળદાસ.
વિસનગર.

## વસંતતિલકા.

" જ્યાં માર્ગ છે નવ જરી તહિં બુદ્ધિ નાસે,
જ્યાં દુઃખ છે અતિ સહી તહિં સુખ ભાસે;
અજ્ઞાનને દૂર કરે મૂળથી ઉથાપી,
ઉત્સાહ હોય અતિ અંતર જો કદાપી. ૧ "

" નીતિ અતિ શુભ વસે અનીતિ વિનાસે,
ભીતિ કુરીતિ નવ રે', સુરીતિ પ્રકાશે;
સારી મતિ વશી રહે, બળી જાય પાપી,
ઉત્સાહ હોય અતિ અંતર જો કદાપી. ૨ "

ઉમંગ અંગ બહુ ભાવ અમાપ ધારો,
આનંદ ને શ્રમ અખંડ દિલે વધારો;
હેશે સહાય પરિપૂર્ણ પ્રભુ પ્રતાપી,
ઉત્સાહ હોય અતિ અંતર જો કદાપી. ૩ "

( કાવ્ય સરિતા પ્રથમ તરંગ. )

७४२९

॥ श्रीगोकुलेन्दुर्ज्जयति ॥

श्रीभारतमार्तंड शिघ्रकवि पंडीत वेदांतभट्टाचार्य
पंचनदी गट्टुलालजी विरचित

# श्रीगोविंदशरणाष्टक.

## टीका सहित..

॥ उपजाति वृत्तम् ॥

श्रीवल्लभाचार्यकुलप्रदीपमखंड्यसत्स्नेहदशाप्रकाशं ॥
सत्स्वांतसभ्रांततमोहरं श्रीगोविंदमेतं शरणं व्रजामि ॥१॥

શ્રી મદ્વલ્લભાચાર્ય કુલમાં મોટા દીપક રૂપ અને અખંડ શ્રી પુરૂષોત્તમની સ્નેહરૂપા ભકિતની પરમાવધિ દશાએ કરી પ્રકાશમાન અથવા તો અખંડયોગ્ય અધિકારિ સદ્ભક્તોને વિષે શુદ્ધ પુષ્ટિ ભકિત જે છે ( નિર્ગુણ ભકિત ) તેના સ્વરૂપને યથાર્થ બોધ કરી પ્રકાશને કરનારા વળી સદ્ભકતોના અંતઃકરણ રૂપી ગૃહોમાં રહેલા તમ રૂપ જે અજ્ઞાનો તેને હરનારા એવા શ્રી ગોવિંદ મહાપ્રભુજીના શરણે હું પ્રાપ્ત થયો છું. ॥ ૧ ॥

श्रीगोकुलेन्दोश्चरणारविंदमिलिंदमानंदममंदमाप्तम् ॥
श्रीवल्लभाख्यप्रभुनंदनं श्रीगोविंदमेतं शरणं व्रजामि ॥ २ ॥

શ્રી મદ્ગોકુલ ચંદ્રમાજીના યુગલ ચરણ કમલને સેવન કરવામાં ભ્રમરના સરખા, જેમ કે ભ્રમર અત્યંત આસક્તિ પૂર્વક કમલનું સેવન કરે છે, તેમ અત્યંત સ્નેહ પૂર્વક શ્રીના ચરણોને સેવન કરનારા અને અત્યંત આનંદ જે ભજનાનંદ તેને પામેલા શ્રી વલ્લભજી મહારાજના નંદન નામ પુત્ર એવા શ્રી ગોવિંદ મહા પ્રભુને હું શરણે છું. ॥ ૨ ॥

श्रीकृष्णलीलामृतपानशीला जना भजंते यमनारतंते ॥
तद्भूरिभव्याभयभावकं श्रीगोविंदमेतं शरणं व्रजामि ॥ ३ ॥

શ્રી કૃષ્ણની લીલારૂપ અમૃતના પાન કરવામાં જેઓનું વ્યસન છે તથા ભક્ત જનો જેમને નિરંતર સેવે છે એવા અત્યંત નિર્મળ ભક્ત જનોને ભયને સંપાદન કરનારા એવા શ્રી ગોવિંદ મહાપ્રભુને હું શરણે છું. ॥ ૩ ॥

**कथंभवेद्भक्तिपथप्रचार इत्येव नित्यं हृदि सद्विचारः ॥**
**यस्यास्ति दीनेषु दयाकरं श्रीगोविंदमेतं शरणं व्रजामि ४**

આ ભૂતલમાં જે દૈવી સૃષ્ટિના અનંત જીવો છે તેમની મધ્યે શુદ્ધ ( નિષ્કામ ) ભક્તિનો પ્રચાર કેમ થાય આ પ્રકારનો સદ્‌વિચાર જેમના હૃદયમાં નિરંતર રહેલો છે અને દીન જનોની ઉપર કરૂણા કરનારા જે શ્રી ગોવિંદ મહાપ્રભુ તેમને હું શરણે છું. ॥ ૪ ॥

**नम्री भवन् योऽतिमहत्तमोऽपि सत्पंडितान्प्रश्रयपूरितांगः ॥**
**सम्मानयत्युज्ज्वलकीर्तिभृच्छ्रीगोविंदमेतं शरणं व्रजामि ॥ ५ ॥**

જેઓ અતિ મહત્ પદવીને પામ્યા છતાં સત્ પંડીતોના આગળ સ્નેહથી પૂર્ણ નમ્ર થઈ સન્માન કરનારા અને લોકમાં પરમ ઉજ્જ્વલ સત્કીર્તિ-ને ધારણ કરનારા શ્રી ગોવિંદ મહા પ્રભુને હું શરણે છું. ॥ ૫ ॥

**मायावादीभसंभावितदंभकुंभसंभेदने वाङ्नखरान्प्रयुङ्क्ते ॥**
**यः सर्वविद्यावनकेसरी श्रीगोविंदमेतं शरणं व्रजामि ॥ ६ ॥**

માયાવાદી હસ્તિનું સંભાવિત દંભરૂપ કુંભસ્થળને મર્દન કરવાને પોતાની વાણીરૂપી નખોને પ્રયુક્ત કરનારા અને જે સર્વ વિદ્યા રૂપી વનમાં કેસરી સિંહરૂપ એવા શ્રી ગોવિંદ મહા પ્રભુને હું શરણે છું

**श्रियं विरागं च विरोधिनं यः श्रीगोकुलेंदोस्स्मरमोहनस्य ॥**
**सं सेवयैको जुषतेऽद्भुतं श्रीगोविंदमेतं शरणं व्रजामि ७**

શ્રીમદ્ ગોકુલ ચંદ્રમાજી તથા શ્રી મદન મોહનજીની ઉત્તમ પ્રકારની સેવાએ કરીને જે લક્ષ્મી અને તેનો જે વિરોધી વૈરાગ્ય તે બેને એકે કાલે સેવતા એવા પરમ અદ્‌ભુત શ્રી ગોવિંદ મહા પ્રભુને હું શરણે છું.

**य ईशने भक्तिरसप्रवर्षे तमोऽपहर्तौ वादिगजप्रमाथे ॥**
**इष्टश्चतुर्द्धा चतुरैर्हरिः श्रीगोविंदमेतं शरणं व्रजामि ॥ ८ ॥**

જે માયાવાદ ખંડનપૂર્વક શુદ્ધાદ્વૈત પ્રતિપાદન કરવામાં, ભક્તિ રસની વૃષ્ટિ કરવામાં, અજ્ઞાન હરણ કરવામાં, વાદી રૂપી હસ્તિને મર્દન કરવામાં. એવાં ચાર પ્રકારનાં કાર્યો કરવામાં ઇષ્ટ નામ સમર્થ માટેજ ચતુરતાના લક્ષણોથી હરિરૂપ કહ્યા છે, તે સ્ફુટ કરે છે, માયાવાદ ખંડન પૂર્વક શુદ્ધાદ્વૈત પ્રતિપાદન રૂપ આચાર્ય કાર્ય છે અને आचार्यं मां विजानियात् એ શ્રીમદ્‌ભાગવતના એકાદશ સ્કંધમાં શ્રીકૃષ્ણે કહેલા વચનના આધારથી આચાર્યને હરિરૂપ કહ્યા છે, અને જેમ ઇંદ્ર વૃષ્ટી કરીને સર્વે સૃષ્ટીને શાંતિ આપે છે, તેમ અહિંઆં ભકિત રસની વૃષ્ટી કરીને દૈવી સૃષ્ટીના જીવોને શાંત કરે છે તેથી હરિ રૂપ કહ્યા છે, જેમ કે સૂર્ય અંધકારને હરી સર્વત્ર પ્રકાશ કરે છે, તેમજ દૈવી જીવોના અંતરનો તમ એટલે અજ્ઞાન તેને હરીને તેમના હૃદયમાં ભકિતનો પ્રકાશ કરવાથી અલૌકિક સૂર્ય રૂપી હરિ કહ્યા છે, જેમ કે હસ્તિને મર્દન કરવાને સમર્થ તો કેસરી સિંહ હોય છે, તેમજ માયા વાદરૂપી હસ્તિને મર્દન કરવામાં સમર્થ વિદ્યાવન કેસરી હરિ શ્રીગોવિંદ મહા પ્રભુ છે, તાદશ કાર્ય કરવાથી શ્રી ગોવિંદ મહા પ્રભુને વિષે હરિ નામની સાર્થકતા યોગ્ય રીતે ઘટે છે, એવા શ્રી ગોવિંદ મહા પ્રભુને હું શરણે છું ॥ ૮ ॥

**इत्यष्टकं स्पष्टमिदं निजाया वाचो विशुध्यै रचितं गुणाब्धेः ।**
**पारो गुणानां नतु तस्य लभ्योऽशक्ये त तोऽर्थे विरतिर्विभूषा ९**

આ પ્રકારે ગુણના સમુદ્ર રૂપ શ્રી ગોવિંદ મહા પ્રભુનું સ્પષ્ટ એવું અષ્ટક મેં મારી વાણીને નિર્મળ કરવાને રચ્યું છે, કારણકે તેમના ગુણનો પાર મળવો એ અલભ્ય છે, માટે અશક્ય કાર્યમાંથી વિરામ પામવું એજ ભૂષણ છે, નેતર ઉપહાસને લાયક ગણાય છે. ॥ ૯ ॥

**इति श्रीजयदेवलालशर्म्मणामनुज्ञया पंचनग्रपनमक**
**गोवर्द्धनाशुकविना विरचितम्**
**श्रीमद्गोविंदप्रभुशरणाष्टकं संपूर्ण.**

## श्री गोविंदशरणाष्टक समाप्त.

---

॥ श्रीगोकुलेन्दुर्ज्जयति ॥

# ॥ श्रीउपदेशसुधाग्रंथ. ॥

## टीका सहित.

### ॥ श्रीमद्गोपीजनवल्लभायनमः ॥

हवे टीकाकार पोताना गुरुदेवनी स्तुतिपूर्वक मंगलाचरण करे छे

( ते श्लोक )

**वेदांतदांतमुद्भातं नितांतं क्षांतिशांतितः ॥**
**भूरीभक्तिभरस्वांतं गोविंदप्रभुमाश्रये ॥ १ ॥**

વેદાંત નિયમ યુક્ત અને ક્ષમા તથા શાંતિયે કરીને અધિક શોભાયમાન, અત્યંત ભક્તિ યુક્ત જેમનું અંતઃકરણ છે એવા શ્રી ગોવિંદ મહાપ્રભુને હું આશ્રય કરૂં છું—

આશ્રય એટલે લૌકિક વૈદિક શુભ કર્મોના ફળની ઇચ્છા ત્યાગ કરીને સકળાચાર્ય ચૂડામણિ પરમશાંત પ્રાચિન વૈદિક ધર્મોને પ્રવર્તાવનારા એવા અને અનાદિ સિદ્ધ પુર્વાચાર્યવત્ જે જે સદ્ધર્મો, તેના રક્ષણમાં તત્પર અને સદ્ઉપદેશ રૂપી ગંગાના પ્રવાહવડે નિજ જન જે દૈવી જીવોનાં હૃદય જેમણે નિર્મળ કરેલાં છે એવા શ્રી ગોવિંદ મહાપ્રભુના ચરણકમળને હું પ્રીતિપૂર્વક આશ્રય કરૂં છું. આ જગતમાં હાલ મુમુક્ષુ જીવોને તો એ પ્રભુના ચરણારવિંદના આશ્રય વિના બીજું ઉદ્ધારનું સાધન છેજ નહીં.

**दुर्वादिकुंभिस्फुटदंभकुंभसंभेदनं भीतिहरं नृसिंहं ॥**
**गोस्वामिवर्यं मथुराधिनाथसूनुं गुरुं श्रीव्रजरत्नमीडे१**

દુર્વાદિક જે માયાવાદ રૂપી કુંભી જે હસ્તિ તેમનું સ્ફુટ દંભરૂપી જે કુંભસ્થળ તેના વિદારણ કરનાર, ભક્તના ભયને હરનારા, સાક્ષાત નૃસિંહરૂપ, ગોસ્વામીમાં શ્રેષ્ઠ, શ્રીમથુરાનાથજીના પુત્ર શ્રીવ્રજરત્નજી ગુરૂને સ્તુતિપૂર્વક દંડવત્ કરી આ ઉપદેશસુધાગ્રંથની ભાષાટીકાનો આરંભ મારી સ્વલ્પમતિ અનુસાર કરૂં છું તેથી એમાં શબ્દાર્થદોષ હોય તે વૈષ્ણવ વિદ્વજનોએ ક્ષમા કરી સુધારી વાંચશો એજ વિનંતિ.— ( ઇન્દ્રવજ્રા વૃત્ત )

---

## ॥ अथ ग्रंथारंभः ॥

**वन्दे सर्वोपनिषदां सारमकेपदस्थितं ॥**
**करस्फुरन्मुरलिकाश्यामलं ब्रह्म कोमलं ॥ १ ॥**

**हवे श्रीगोस्वामिवर्य श्रीगोविंदमहाप्रभु शीष्टाचार संरक्षणार्थ प्रथम मंगलाचरणपूर्वक पोताना प्रभुनी स्तुति करे छे.**

સર્વે ઉપનિષદોના સાર રૂપ, અથવા અનન્ય એક અક્ષરબ્રહ્મ ધામથી પર, એકપદસ્થિત, સુશોભિત શ્રીહસ્તમાં મોરલીકાયુક્ત, સુંદરશ્યામ એવા પરબ્રહ્મ શ્રીકૃષ્ણ પુરુષોત્તમ જે શ્રી ગોકુલ ચંદ્રમાજી તેમને અમે નમસ્કાર કરીએ છીએ. ૧ હવે પોતાની અનાદિ સિદ્ધ પ્રાચીન ગુરૂપરંપરા બતાવે છે.

**हरीशनारदो व्यासशुकास्‍ श्रीविष्णुदंडिनं ॥**
**श्रीबिल्वमंगलं वंदे श्रीमद्वल्लभविठ्ठलौ ॥ २ ॥**

શ્રીકૃષ્ણ, શ્રીમહાદેવજી, શ્રીનારદજી, શ્રીવ્યાસજી, શ્રીશુકદેવજી, શ્રીવિષ્ણુસ્વામીજી, શ્રીબિલ્વમંગળસ્વામીજી, શ્રીમદ્‍વલ્લભાચાર્ય મહાપ્રભુજી, શ્રીમદ્‍વિઠ્ઠલાચાર્ય મહાપ્રભુજીને અમે નમસ્કાર કરીએ છીએ. ૨

**विश्वोद्धारपरां प्राचीं परां गुरुपरंपरां ॥**
**धर्मे धुरंधरान्नत्वा धर्मान्वच्मि सनातनान् ॥ ३ ॥**

ધર્મધોરીંધર વિશ્વના ઉદ્ધારમાં તત્પર અતિ પ્રાચીન સર્વથી ઉત્તમ ઉપર લખેલી અમારી ગુરૂ પરંપરાને વંદન કરી પ્રાચીન ધર્મોને કહીએ છીએ. ૩

હવે ધર્મ તે શું તેને શાથી જાણવો તે બતાવીએ છીએ.

**तस्माच्छास्त्रं प्रमेत्युक्त्या प्रवर्त्तननिवर्त्तने ॥**
**शास्त्राच्छ्रुतिःस्मृतिस्सूत्रं पुराणं शास्त्रमुच्यते ॥ ४ ॥**

ગીતાજીમાં શ્રીભગવાને આજ્ઞા કરીછે જે, આ કાર્ય કરવું આ ન કરવું તે વ્યવસ્થા કરવામાં શાસ્ત્રજ મુખ્ય પ્રમાણ છે. તે શાસ્ત્રવિધિ પ્રમાણે કર્મ કરવાં એવી શ્રી ભગવાનની આજ્ઞા છે, તેથી સર્વે વૈષ્ણવોએ શાસ્ત્રમાં કહેલાં કાર્યોમાં પ્રવર્તવું. શાસ્ત્ર એટલે ધર્માદિકનું જે શાશન એટલે ઉપદેશ કરે તે શાસ્ત્ર, અને વેદ, અને મનુઆદિ સ્મૃતિઓ, વ્યાસાદિના સૂત્રો તથા પુરાણો એ સર્વે શાસ્ત્ર કહેવાય છે. ૪

श्रुतिरीशात्मिका तद्वाक् तदर्थस्मारिका स्मृतिः ॥
षड्लक्ष्मसूचना सूत्रं पुराणं पंचलक्ष्म वा ॥ ५ ॥

હવે વેદ વગેરે ચાર પદાર્થોનાં લક્ષણો બતાવીએ છીએ; ઇશ્વરરૂપ ઈશ્વરની વાંણી તેને વેદ કહેછે, સુગમતાથી વેદના અર્થ સંભળાવી આપનારા ઋષીકૃત ગ્રંથો તેને સ્મૃતિ કહે છે; જે ઘણી વાતની સુચના થોડા અક્ષરમાં કરી બતાવે તે વાક્યોને સૂત્ર કહે છે. તે સૂત્રનાં લક્ષણ છ છે. ૧ અલ્પ અક્ષરવાળું ૨ સંદેહરહિત ૩ અર્થ ભરેલું ૪ ચોફેર લાગુ પડનારૂ ૫ ફેરવી ન શકાય એવું ૬ દૂષણ રહિત વાક્યને સૂત્ર કહેછે. અને પાંચલક્ષણ-વાળા અથવા દશ લક્ષણવાળા ગ્રંથને પુરાણ કહેછે. તે પુરાણ અષ્ટાદશ મુખ્ય છે ૫

शिक्षा कल्पो व्याकरणं निरुक्तं छंदसां गतिः ॥
ज्योतिषं च षडंगानि वेदस्योक्तानि वैदिकैः ॥६॥

૧ શિક્ષા ૨ કલ્પસૂત્ર ૩ વ્યાકરણ ૪ નિરૂક્ત ૫ છંદશાસ્ત્ર ૬ જ્યોતિષ એ છ વેદનાં અંગ છે. ૬

वर्णशुद्धिरनुष्टानं शब्दव्युत्पत्तिरेषु तु ॥
आस्फुटानां निवर्त्यं च छंदोपि कालनिर्णयः ॥ ७ ॥

૧ શિક્ષાથી અક્ષરોની શુદ્ધિ થાય છે. ૨ કલ્પસૂત્રથી કર્મ કરવાનું જ્ઞાન થાય છે. ૩ વ્યાકરણથી શબ્દનો બોધ થાય છે. ૪ નિરૂક્તથી અજાણ્યા શબ્દની સ્પષ્ટતા થાય છે. ૫ છંદથી વૃત્તોનું જ્ઞાન થાય છે. ૬ જ્યોતિષથી કાળનો નિર્ણય થાય છે. એ વેદના છ અંગોથી ઘણા પ્રકારનો બોધ થાય છે. ૭

सांख्ययोगादि मन्वादि शास्त्रं तर्कश्रुतेर्मतं ॥
पूर्वोत्तरे च मीमांसे सेतिहासपुरातनं ॥ ८ ॥

સાંખ્યયોગાદિ શાસ્ત્રો મનુને આદ્ય લઇ સ્મૃતિયો. શ્રુતિને અનુકુલ તર્કશાસ્ત્ર. પુર્વ તથા ઉતરમીમાંસા, ઇતિહાસ એટલે મહા-ભારત તથા પુરાણો. ૮

वेदोपांगानि चत्वारि ते तेऽर्थास्तत्र तत्र तु ॥
आयुर्वेदो धनुर्वेदो गान्धर्वस्थपतेर्गतिः ॥ ९ ॥

તે ઉપાંગોમાં ઘણાએક વિષયનું નિરૂપણ કરેલું છે. ૧ આયુર્વેદ જે

વૈદ્યશાસ્ત્ર ૨ ધનુર્વેદ જે શસ્ત્રવિદ્યા. ૩ ગાંધર્વવેદ જે ગાયનવિદ્યા ૪ સ્થાપત્યવદ જે શિલ્પશાસ્ત્ર. ૯

**चत्वार उपवेदाः स्युः रुगादेस्तत्तदर्थकाः ॥**
**वाचस्संदर्भ एतावान् शेषस्तस्यैव विस्तरः ॥ १० ॥**

એ ચારે રગવેદાદિ ચાર વેદોના ઉપવેદો છે, ઉપર દર્શાવેલા મુળ પ્રમાણુ ગ્રંથો એટલાજ છે અને બીજા જે કોઈ સંસ્કૃત ગ્રંથો આજ સુધી થયા છે તે સર્વે ઘણું કરીને ઉપર લખેલાજ ગ્રંથોનો વિસ્તાર છે. ૧૦

**द्वे काण्डे स्तः श्रुतौ धर्मः पूर्वे ब्रह्मोत्तरे तयोः ॥**
**धर्म्मे स्मृतिस्तु मन्वाद्या गीताद्याऽन्यत्रवोभयोः ११**

પેહેલાં કહેલાં વેદાદિ ચાર પદાર્થોમાં પ્રમેયની વ્યવસ્થા બતાવે છે. વેદના કાંડ બે છે, તેઓમાં પુર્વકાંડમાં ધર્મનું પ્રતિપાદન છે, અને ઉત્તર કાંડમાં બ્રહ્મનું પ્રતિપાદન કરેલું છે. અને મનું આદિ સ્મૃતિઓ પુર્વકાંડમાં કહેલા તે ધર્મોનો ખુલાસો કરે છે, શ્રીગીતાજી આદિ સ્મૃતિઓ બ્રહ્મવાદનો ખુલાસો કરે છે, ખરૂં જોતાં તો ધર્મ તથા બ્રહ્મ એ બન્ને પદાર્થોનો ખુલાસો શ્રી ગીતાજી કરે છે. ૧૧

**धर्मे कल्पो जैमिनीयं सूत्रं व्यासकृतं परे ॥**
**पुराणेष्वितिहासेषु धर्म्मो ब्रह्म च मिश्रितम् १२**

કલ્પ સૂત્ર તથા જઈમીની સૂત્ર ધર્મમાં ઉપયોગી છે; વ્યાસસૂત્ર બ્રહ્મજ્ઞાનમાં ઉપયોગી છે; પુરાણોમાં તથા ઇતિહાસોમાં ધર્મ તથા બ્રહ્મનું ભેગું પ્રતિપાદન કરેલું છે. ૧૨

**धर्म्मो विधिप्रमाणोऽर्थो जगज्जन्मादिकारणम् ॥**
**ब्रह्म ज्ञानक्रियाशक्तिरुभे रूपे परस्य तु ॥ १३ ॥**

ધર્મ તથા બ્રહ્મ એ બે પદાર્થો છે એ શંકા દુર કરવા સારૂ જો બન્નેનું લક્ષણુ બતાવીએ છીએ, વિધિ વાક્યોથી સિદ્ધ થતું જે શુભ પર્યવસાઇ કર્મ તેનું નામ ધર્મ કહેવાય અને આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારૂં જે મુલ કારણુ છે તેને બ્રહ્મ કહે છે, આ બન્ને લક્ષણો પુર્વ તથા ઉત્તર મીમાંસાના સૂત્રોમાં લખેલાં છે, અપરિમીત જ્ઞાન, ક્રિયા, શક્તિ, ધરાવનાર શ્રીપુરૂષોત્તમના એ બન્ને સ્વરૂપ છે; તેમાં ક્રિયા પ્રાધાન્ય સ્વરૂપ ધર્મ, અને જ્ઞાન પ્રાધાન્ય સ્વરૂપ બ્રહ્મ છે. ૧૩

पूर्वधर्मो विधेयत्वाच्छोधकत्वान्निरूप्यते ॥
यं विस्मृत्य भवन्तोऽस्मिन्विभ्रमन्ति भवार्णवे १४

ધર્મ અને બ્રહ્મ એ બે પદાર્થમાં ધર્મ એ આચરણ કરવાની વસ્તુ છે, તથા અંતઃકરણને શુદ્ધ કરનાર છે, તેથી પ્રથમ ધર્મનું પ્રતિપાદન કરીએ છીએ, જેને ભુલવાથી હે જીવો! તમો સંસાર સમુદ્રમાં ભમો છો. ૧૪

यं साधुमत्वानुष्ठाय संप्रदायपुरस्सरं ॥
पुरस्सरीष्यथ हरेर्भक्तिभाजो भविष्यथ ॥ १५ ॥

જે ધર્મને સારી રીતે આગ્રહ રાખી સંપ્રદાયની રીતિ પ્રમાણે પ્રતિથી પાળશો તો ભગવત ભક્તિના અધિકારી થશો. ૧૫

ते वर्णाश्रमदीक्षादि भेदाद्धर्म्मा अनेकधा ॥
सर्वे कार्या यथाकालं शृणुतावहिता हि तान् १६

તે ધર્મો વર્ણાશ્રમ દીક્ષા ઇત્યાદિના ભેદથી અનેક પ્રકારના છે, તે સર્વ ધર્મો કહેલા સમયે યથા યોગ્ય પાળવા. પરમહિતકારી તે ધર્મોને સાવધાન થઇ સાંભળો. ૧૬

ब्रह्म क्षत्रं च विट् शूद्रो मुखबाहूरुपद्भवाः ॥
वर्णाःस्युर्देवतारूपा यदाऽवेशाज्जनस्तथा ॥ १७ ॥

પ્રથમ વર્ણધર્મો કહીએ છીએ— પ્રભુનાશ્રીમુખથી બ્રાહ્મણ, ભુજાથી ક્ષત્રી, ઉરૂથી વૈશ્ય, ચરણથી શુદ્ર ઉત્પન્ન થયા છે; એ ચારે વર્ણો મુખ્ય તો દેવતા રૂપ છે; તેઓના આવેશથી મનુષ્યો બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્રો કહેવાય છે. જેમકે બ્રાહ્મણ્યદેવતાનો આવેશ શરીરમાં થાય ત્યારે બ્રાહ્મણ થાય ઇત્યાદિ. આ વાતનો ખુલાસો દ્વિતીય સ્કંધમાં " ब्रह्मक्षत्रभूजो-महात्मा " આ શ્લોકની શ્રીસુબોધિનીમાં શ્રી મહાપ્રભુજીએ કરેલો છે. ૧૭

आद्यास्त्रयो द्विजाः सूत्रधृतौ वेदेऽधिकारिणः ॥
निषेकाद्याः स्मशानान्ताः संस्कारास्तेषु वैदिकाः १८

એ ચારે વર્ણોમાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય એ ત્રણ દ્વિજ કહેવાય છે, એ ત્રણેને યજ્ઞોપવિત ધારણ કરવામાં તથા વેદ ભણવામાં અધિકાર છે, અને ત્રણે વર્ણોને ગર્ભાધાનાદિ મરણાંત ( સોળ ) સંસ્કારો વેદમંત્રોથી કરવા. ૧૮

स्वाहानमोभ्यां कुर्वीत शूद्रः कर्म्म पुराणतः ॥
दया दीक्षा हरेस्सेवा गुरूपास्ति शमःक्षमा ॥१९॥

શૂદ્રને પુરાણોક્ત મંત્રોથી તથા સ્વાહાનમઃ એ મંત્રથી કર્મ કરવું. હવે સર્વે વર્ણના સાધારણ ધર્મ કહીએ છીએ,—૧ દયા રાખવી ૨ દીક્ષા લેવી ૩ શ્રી પ્રભુની સેવા કરવી, ૪ ગુરૂસેવા કરવી, ૫ શાન્તિ ૬ ક્ષમા રાખવી. ૧૯

अहिंसा सत्यमस्तेयः शौचमिन्द्रियनिग्रहः ॥
कामःक्रोधादिराहित्यं सर्ववर्णेष्वयं विधिः ॥ २० ॥

૭ હીંસા ન કરવી, ૮ સત્ય બોલવું, ૯ ચોરી ન કરવી, ૧૦ આચાર પાળવો, ૧૧ ઈંદ્રીઓનો નિગ્રહ કરવો, ૧૨ કામ ક્રોધાદિકનો ત્યાગ કરવો. એ બારે લક્ષણ ચારે વર્ણાશ્રમીઓનાં છે. ૨૦

હવે બ્રાહ્મણોના ધર્મ કહે છે.

वेदार्थज्ञानविज्ञाने क्षमास्तिक्यं दमः शमः ॥
स्वाभाविकी हरौ भक्तिधर्म्माऽऽचरणनिष्ठता ॥ २१ ॥

વેદના અર્થનું જ્ઞાન મેળવવું તથા તેનો અનુભવ કરવો, ક્ષમા તથા આસ્તિકપણું રાખવું, બહારની તથા અંતરની ઈંદ્રીઓનો નિગ્રહ કરવો, શાન્તિ રાખવી, સ્વભાવથીજ શ્રીકૃષ્ણની ભક્તિ કરવી, ધર્મના આચરણોમાં નેષ્ટા રાખવી. ૨૧

तपो मार्दवमित्याद्याः ब्रह्मप्रकृतयस्स्मृताः ॥
शौर्य्यं विर्य्यं महाधैर्य्यं चातुर्य्यौदार्य्ययाधृताः २२

તપ કરવું, મનની કોમળતા રાખવી ઇત્યાદિ એ સર્વે બ્રાહ્મણોના સ્વાભાવિક ધર્મ કહ્યા. હવે ક્ષત્રીઓના ધર્મો કહીએ છીએ—શૂરવીરપણું રાખવું, બળ અને મહા ધીરપણું રાખવું, ચતુરાઈ રાખવી, ઉદારતા તથા યુદ્ધમાં પ્રીતિ રાખવી. ૨૨

नैसर्गिको धर्म्मपक्षो विधर्मोच्छेदने रतिः ॥
भक्तिर्हरौ गुरौ भूमिप्रियत्वं भूतरक्षिता ॥ २३ ॥

સદા ધર્મનો પક્ષપાત કરવો, અધર્મનો નાશ કરવામાં પ્રીતિ રાખવી, અને હરિ તથા ગુરૂની ભક્તિ કરવી, પૃથ્વીપર પ્રેમ રાખવો, સર્વ પ્રાણીમાત્રનું સંરક્ષણ કરવામાં તત્પર રહેવું. ૨૩

**वेदे श्रद्धा श्रौतकृतिः क्षत्रधर्माः स्वभावजाः ॥**
**गोरक्षा कृषि वाणिज्यकुसीदाद्यैर्धनार्ज्जनम् ॥ २४ ॥**

વેદમાં વિશ્વાસ રાખવો, શ્રૌતકર્મનું શ્રદ્ધાએ અનુષ્ઠાન કરવું એ ક્ષત્રીઓના સ્વાભાવિક ધર્મો છે. હવે વૈસ્યધર્મો કહીએ છીએ— ગાયોની રક્ષા કરવી, ખેતી કરવી, વ્યાપાર કરવો, વ્યાજ ઈત્યાદિકથી દ્રવ્ય સંપાદન કરવું. ૨૪

**स्थाने व्ययो नतिर्देवे गुरौ ब्रह्मसु राजसु ॥**
**चातुर्य्यं दीर्घदर्शित्वं सहिष्णुत्वं श्रुतौ रतिः ॥२५॥**

દ્રવ્યનો યોગ્ય ઠેકાણે ઉપયોગ કરવો, દેવ, ગુરૂ, બ્રાહ્મણ, રાજા વિષે નમ્રતા રાખવી, ચતુરાઈ, દુર્દર્શીપણું એટલે લાંબી નજર પહોંચાડવાપણું અને સહનશીલપણું રાખવું, અને વેદધર્મ ઉપર પ્રીતિ રાખવી. ૨૫

**विशेषतः पूर्त्तकृतिर्धर्मानैसर्गिकाविशां ॥**
**नित्यानि कर्माण्यध्यायो यागस्त्यागो द्विजन्मनां २६**

વાવ કુવા બાંધવા, તલાવ ખોદાવવું, ધર્મશાળાઓ બંધાવવી ઈત્યાદિક ધર્મો વૈસ્યોના સ્વાભાવિક છે. હવે ત્રણે વર્ણોના સામાન્ય ધર્મો વેદાધ્યયન યજ્ઞ, દાન, કરવું એ ત્રણે વર્ણના જાતિ ધર્મ છે. ૨૬

**षड्विप्रस्यैव वृत्यर्थे याजनाध्यापनग्रहैः ॥**
**अदम्भा द्विजशुश्रूषा गानं वाद्यं च नर्त्तने ॥२७॥**

બ્રાહ્મણનાં છ કર્મ છે. ૧ યજ્ઞ કરાવવો, ૨ વેદ ભણાવવો, ૩ દાન લેવું એ ત્રણ કર્મ આજીવિકાર્થનાં છે. તે તથા ઉપરનાં ત્રણ મળી છ કર્મ છે, તેમજ હવે શૂદ્રના ધર્મ કહીએ છીએ—દંભ છોડીને ત્રણે વર્ણની સેવા કરવી, ગાયન કરવું, વાજીંત્ર વગાડવાં, નૃત્ય કરવું. ૨૭

**जीविकार्थे स्वतन्त्रणां यन्त्राणां च प्रवर्त्तनं ॥**
**धामग्रामद्रुमाश्चैव शिल्पादीनां च कल्पना ॥२८॥**

આજીવિકાર્થે સ્વતંત્ર યંત્રો પ્રવર્ત્તાવવાં, ઘર, ગામ, બાગ, બગીચા, વૃક્ષોની રચનાઓમાં કુશળતા મેળવવી ઇત્યાદિ અનેક જાતની શીલ્પવિદ્યા વીગેરે જાણવું. ૨૮

**पौराणिकेन विधिना स्वधर्माचरणं सदा ॥**
**धर्माऽग्रहो गुरौ देवे भक्तिर्दैन्यपुरस्सरा ॥ २९ ॥**

પુરાણમાં કહેલા વિધિથી સદા સ્વધર્મનું આચરણ કરવું, ધર્મ ઉપર આગ્રહ રાખવો, ગુરૂ અને પ્રભુ વિષે દીનતાપૂર્વક ભક્તિ રાખવી. ૨૯

**सच्छास्त्रश्रवणे श्रद्धा देहा स्नेहानपेक्षया ॥**
**सेवा देवद्विजादीनां धर्म्माः शूद्रस्य शाश्वताः ३०**

સારા શાસ્ત્રોનું શ્રવણ કરવામાં શ્રદ્ધા રાખવી, પોતાના દેહ ઉપર સ્નેહ ન ધરાવતાં પ્રભુ તથા ગુરૂ વીગેરેની સેવા કરવી. એ સર્વે શૂદ્રોના સનાતન ધર્મો છે. ૩૦

**चत्वार आश्रमाः शास्त्राद्ब्रह्मचर्य्यं गृहस्थता ॥**
**वने वासः परिव्राजस्त्रयाणामेवं वर्णिताः ॥ ३१ ॥**

હવે આશ્રમ ધર્મો કહીએ છીએ—આશ્રમ ચાર છે. ૧ બ્રહ્મચર્ય ૨ ગૃહસ્થાશ્રમ, ૩ વાનપ્રસ્થપણું અને ૪ સન્યાસ આ ચારે આશ્રમો બ્રાહ્મણ, ક્ષત્રી, વૈસ્ય એ ત્રણ વર્ણેએજ કરવા એવો એક પક્ષ છે. ૩૧

**अथवाद्यस्य चत्वार स्त्रयो राज्ञ उभौ विशः ॥**
**शूद्रस्यैकं गृहस्थत्वं पक्षोऽसावुत्तमः कलौ ॥ ३२ ॥**

બીજો પક્ષ એ છે કે, બ્રાહ્મણને ચાર આશ્રમ, ક્ષત્રીઓને ત્રણ આશ્રમ, સન્યાસ નહીં, વૈસ્યને પેહેલા બે આશ્રમ, શૂદ્રને ગૃહસ્થ ધર્મ એજ આશ્રમ, કળીયુગમાં આ પક્ષ ઉત્તમ છે. ૩૨

**शोडषः स्युर्निषेकाद्यास्संस्कारा ध्रुवमेव ते ॥**
**कार्या द्विजोऽन्यथा नस्याद्याज्ञवल्क्य उवाच तान् ३३**

હવે સંસ્કાર ધર્મો કહીએ છીએ — શાસ્ત્રમાં ગર્ભાધાન વગેરે સોળ સંસ્કાર કહ્યા છે તે સર્વે અવસ્ય કરવા જોઇએ, તે કર્યા વગર દ્વિજપણું સિદ્ધ ન થાય. તે યાજ્ઞવલ્કય સ્મૃતિમાં સંક્ષેપથી કહેલું છે. ૩૩

**गर्भाधानमृतौ पुंसः सवनं स्पंदनात्पुरा ॥**
**षष्ठेऽष्टमे वा सीमन्तो मास्येतेजातकर्म च ॥ ३४ ॥**

સ્ત્રીને પ્રથમ રજોદર્શન થાય ત્યારે ગર્ભાધાન સંસ્કાર કરવો, ગર્ભ રહ્યા પછી પાંચમો માસ સમાપ્તિ થયા બાદ પ્રથમ ગર્ભ ફરકે ત્યારે પુંસવન સંસ્કાર કરવો. છઠ્ઠો માસ થયા પછી અથવા આઠમા માસમાં સીમંતનો સંસ્કાર કરવો. પુંસવન અને સીમંત એ બે એકજ વખતે કરવાથી ગર્ભની શુદ્ધિ થાયછે, જ્યારે બાળક થાય ત્યારે જાત કર્મ સંસ્કાર કરવો. ૩૪

**अहन्येकादशे नाम चतुर्थे मासि निष्क्रमः ॥**

**षष्टेन्नप्राशनं मासिचूडाकार्या यथाकुलं ॥ ३५ ॥**

બાળક થયા પછી અગિયારમે દિવસે નામકરણ સંસ્કાર કરવો, તે પોતાના પૂર્વ પુરૂષોમાંથી શ્રીહરિનો સંબંધ જણાય તેવું નામ રાખવું, ચોથે મહીને નિષ્ક્રમણ કરાવવું, અને વિધિપૂર્વક સૂર્યદર્શન કરાવવું, છઠ્ઠે મહીને અન્ન પ્રાશન કરાવવું, એક વર્ષ અથવા ત્રણ વર્ષનો થાય ત્યારે મુંડન કરાવવું; તે સર્વ કુળાચાર પ્રમાણે રાખવું. ૩૫

**एवमेनः शमं याति बीजगर्भसमुद्भवम् ॥**

**तूष्णिमेताः क्रियाः स्त्रीणां विवाहस्तु समन्त्रकः ३६**

ઉપર લખેલા સંસ્કારોથી વિર્યદોષ તથા ઉદરદોષ ગર્ભમાંથી દુર થાય છે એ સર્વ સંસ્કારો અમંત્રક કરવા, કેવળ તેનો વિવાહ માત્ર મંત્રસહિત કરવો. ૩૬

**गर्भाष्टमेष्टमे वाऽब्दे ब्राह्मणस्योपनायनं ॥**

**राज्ञामेकादशे सैके विशामेके यथाकुलं ॥ ३७ ॥**

ગર્ભથી અથવા જન્મથી આઠમા વર્ષમાં બ્રાહ્મણને જનોઇ કરવું ગર્ભથી અથવા જન્મથી અગિયારમે વરસે ક્ષત્રીને જનોઇ કરવું તેમજ બારમા વર્ષમાં વૈસ્યને જનોઇ કરવું પાંચ વર્ષને આદિ લઇ બીજા પણ યજ્ઞોપવિત ધારણના સમયો શાસ્ત્રમાં કહ્યાછે તે વિષે પોતાનો કુલાચાર હોય અથવા જેવી ઇચ્છા હોય તેમ કરવું. ( આ પ્રમાણે બીજા સંસ્કારોના નિર્ણય શાસ્ત્રથી સમજવા. ) ૩૭

**इत्युक्तास्ते यथाशास्त्रं कार्या बीजादिशुद्धये ॥**

**उपनीतं द्विजं सांगं वेदमध्यापयेद्गुरुः ॥ ३८ ॥**

મનુ યાજ્ઞવલ્કયાદિક સ્મૃતિયોમાં કહ્યા તે સંસ્કાર બીજાદિકની શુદ્ધિને સારૂ શાસ્ત્ર પ્રમાણે કરવા. ત્રીવર્ણીકબટુને યજ્ઞોપવિત આપી ગુરૂ પાસે પ્રથમ ઉપર લખેલા છ અંગો સહિત વેદ ભણાવવા. ૩૮

**गुर्वाहूतस्सविनयोऽधीयीत यतपत्करः ॥**

**भवच्छद्धादिमध्यान्तां भिक्षाङ् कुर्युः क्रमाद्द्विजाः ३९**

હવે બ્રહ્મચારીના ધર્મો કહીએ છીએ. —જે વખત ગુરૂ ભણાવવા બોલાવે તે વખત વિનય સહિત પોતાના હાથ, પગ, ઇંદ્રીયો નિયમમાં રાખી વેદાદિક

ભણવા; અને ભવત્ શબ્દ પ્રથમ કહીને બ્રાહ્મણ ભીક્ષા માગે, અને ભવત્ શબ્દ મધ્ય કહી ક્ષત્રી ભીક્ષા માગે, અને ભવત્ શબ્દ અંત્યે કહી વૈશ્ય ભીક્ષા માગે. ૩૯

**मौञ्जीं च मेखलां दण्डं कटिकंण्ठकरे धरेत् ॥**
**कालयोर्जुहुयादग्निं स्त्रीसंगं सर्वथा त्यजेत् ॥४०॥**

કેડે મુંજી, કંઠમાં મેખલા, હાથમાં દંડ ધારણ કરે, સાંજ તથા સવાર હોમ કરે, અને સર્વથા સ્ત્રીનો ત્યાગ કરે. ૪૦

**दर्शनस्पर्शनालापस्मरणादि नहि स्त्रियाः ॥**
**सर्वकेशनखं नैव छिंद्याद्धौतददम्बरः ॥ ४१ ॥**

સ્ત્રીનું અવલોકન, સ્પર્શ, ભાષણ તથા સ્મરણાદિકનો ત્યાગ કરે, કેશ અને નખનું છેદન ન કરે; દાંત અને વસ્ત્ર શુદ્ધ રાખે. ૪૧

**वेदांगानि च सार्थानि गृह्णीरन्यावताद्द्विजैः ॥**
**तावद् गुरौ निवस्तव्यमनर्थाध्ययनं वृथा ॥ ४२ ॥**

જ્યાં સુધી વેદ અને વેદનાં અંગ અર્થ સહિત આવડે ત્યાં સુધી ગુરૂની પાસે રહેવું; અર્થ વિનાનું નિરૂપયોગી અધ્યયન ન કરવું. ૪૨

**" स्थाणुरयं भारहारः किलाभूदधीत्य वेदं न विजानाति योऽर्थं " इतिश्रुतौपाणिनिप्रोक्तोसौ पाठकाधमः पूर्वतन्त्रारंभसूत्रेस्त्राचार्यैस्तत्समर्थितम् ॥ ४३ ॥**

" જે વેદ ભણીને અર્થવિના એકલું કોરૂં શબ્દનું અધ્યયન કરે છે તે ભાર ઉપાડનાર અથવા કાશદ રૂપ છે એવું શ્રુતિમાં કહ્યું છે "
અને પાણિનિએ પણ અર્થ ન જાણનારને પાઠકમાં અધમ કહેલો છે, પૂર્વમીમાંસાના આરંભ સૂત્રના વ્યાખ્યાનમાં શ્રીમદાચાર્યજી શ્રીમહાપ્રભુજીએ પણ વિસ્તારથી પ્રતિપાદન કરેલું છે. ૪૩

**विद्याह वै ब्राह्मणमित्याद्यवश्यमेव सा ॥**
**संपाद्या ब्राह्मणेनेति तद्विहीनो द्विपात्पशुः ॥४४॥**

વિદ્યા બ્રાહ્મણને કહે છે કે તું મને સ્વાધિન કર એવું શ્રુતિ સ્મૃતિમાં કહેલું છે માટે બ્રાહ્મણને અવશ્ય વિદ્યાધ્યયન કરવું. જે વિદ્યાધ્યયન કરતો નથી તેને બે પગનો પશુ જાણવો. ૪૪

धर्मार्थौ मदनो मोक्षः शाखा पत्रं सुमं फलं ॥
विद्याकल्पतरोरेव तस्मात्तामर्ज्जयेद्ध्रुवम् ॥ ४५ ॥

ધર્મ, શાખા; અર્થ, પત્ર; કામ, પુષ્પ; મોક્ષ, ફળ; એ ચાર પુરૂષાર્થ વિદ્યારૂપી કલ્પલતાનાં યથાક્રમ શાખા, પત્ર, પુષ્પ તથા ફલ છે. માટે વિદ્યાનું અવશ્ય સંપાદન કરવું. ૪૫

सा विद्या श्रीहरौ भक्तिर्यया भवभयाऽपहा ॥
सन्ध्या होमाशनस्नाने यतवाक् स्वगुरौ रवौ ४६

સંસારભય દુર કરનારી શ્રી હરિભક્તિ જેથી ઉત્પન્ન થાય, તેનુંજ નામ વિદ્યા કહી છે તે વિદ્યા અર્થસહિત ભણી પ્રભુની ભક્તિ કરવી, સંધ્યા, હોમ ભોજન, સ્નાન એ સર્વે વખતસર કરવાં. ૪૬

वन्हौ हरिं स्मरेद्भक्त्या सेवेतांघ्रत्सरो गुरुं ॥
वेदशास्त्रे समभ्यस्य तत्रोक्तान्वर्णिनोऽखिलान् ४७

પોતાના ગુરૂની, સૂર્યની, અગ્નિની, ભગવતભાવ રાખી નિર્દોષ રૂપે સેવા કરવી એવી રીતે વેદ શાસ્ત્રનો અભ્યાસ કરવો; તેમાં કહેલા સમયે બ્રહ્મચર્ય ધર્મ યથાશકિત અવશ્ય પાળવા. વેદે મુખ્ય પ્રમાણ કરેલાં ભગવદ્ પ્રસાદી કુમકુમાદિકથી ઉર્ધ્વ પુંડ્રતિલક મુદ્રા તથા તુળસીમાળા યુકત થઇ કર્મ કરવાં. ૪૭

शक्त्या धर्माञ् चरेत्कार्येदानीं विद्यैकतत्परैः ॥
कृत्वा पितरमाचार्यं यत्नैर्गेहेऽथवास्थितिः ॥ ४८ ॥

આ સમયમાં જુદા ગુરૂને ઘેર રહેવું ન બનેતો પોતાના પિતાને ગાયત્રી ઉપદેશક વિદ્યાગુરૂ કરીને બ્રહ્મચર્ય ધર્મો યત્નપૂર્વક પાળીને વિદ્યાભ્યાસમાં તત્પર થઇને પોતાના ઘરમાં સ્થિતિ કરવી. ૪૮

नैष्टिको ब्रह्मचारी तु यावज्जन्म गुरौ वसेत् ॥
ततः परं तत्पुत्रादौ हरिनिष्ठो धृतव्रतः ॥ ४९ ॥

બ્રહ્મચારી બે પ્રકારના છે એક ઉપકુર્વાણક બીજો નૈષ્ટિક વિદ્યાધ્યયન થાય ત્યાં સુધી બ્રહ્મચર્ય પાળી આગળ ગૃહસ્થાશ્રમ ધર્મની ઇચ્છા કરે તે ઉપકુર્વાણ કહેવાય અને જીવતાં સુધી બ્રહ્મચર્ય પાળે તેને નૈષ્ટિક કહેવાય તે નૈષ્ટિક બ્રહ્મચારીના ધર્મો લખીએ છીએ.—નૈષ્ટીક બ્રહ્મચારી જન્મ સુધી

ગુરૂની સેવામાં રહે, ગુરૂ શાન્ત થયા પછી ગુરૂના પુત્ર વગેરેની સેવા કરે; પ્રભુમાં સદાય નિષ્ઠા રાખે, સ્ત્રી સંગ વર્જન વીગેરે જે ઉપકુર્વાણોના ધર્મ લખ્યા તે સર્વે દૃઢતાપૂર્વક પાળે. ૪૯

आश्रमादाश्रमं गच्छेदेषः पक्षः प्रशस्यते ॥
देवर्षिपितृऋणवान् जन्मना जायते द्विजः ॥ ५० ॥

એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં જવું એજ ઉત્તમ પક્ષ છે, કારણકે પુરૂષ જન્મથી દેવતા, ઋષિ, પિત્રી, એ ત્રણેનો રણુવાન્ થાય છે. ૫૦

यज्ञवेदप्रजाभिस्तदनिस्तीर्य पतेत्त्यजन् ॥
सन्तुष्टगुरुणादिष्टः स्नायाच्छिष्टकुलां शुचिम् ५१

યજ્ઞ કરવાથી દેવરણુ છુટેછે, વેદાધ્યયનથી ઋષીરણુ છુટેછે, પ્રજા ઉત્પન્ન કરવાથી પિત્રીરણુ છુટેછે, તે રણુથી છુટ્યા વિના જે ત્યાગ કરે તે પતિત થાયછે. હવે ગૃહસ્થ ધર્મો કહીએ છીએ.—ગુરૂને પ્રસન્ન કરી આજ્ઞા માગી બ્રહ્મચર્ય ધર્મનો ત્યાગ કરવો. ૫૧

अनन्यपूर्वां नीरोगामसमानार्षगोत्रजाम् ॥
यवीयसीं भ्रातृमतीं मनोज्ञामुद्वहेत्स्त्रियम् ॥ ५२ ॥

તે વ્રત ત્યાગ કર્યા પછી સારા કુળની પવિત્ર જેની સાથે બીજા કોઇનો સંબંધ ન થયો હોય તેવી રોગ રહિત ભિન્ન ગોત્ર તથા પરવરવાળી, પોતાથી નાની, ભાઇએ યુક્ત સુંદર એવી સ્ત્રીને પરણવી. ૫૨

श्रौतं स्मार्त्तं यथाकालमाधायाग्निमतन्द्रितः ॥
सायं प्रातश्च जुहुयात्पञ्च यज्ञान्नहापयेत् ॥ ५३ ॥

ગૃહસ્થે અગ્નિહોત્રાદિક તથા આવસથ્યાદિક શ્રૌત, સ્માર્ત, કર્મ, યથાકાળ સાવધાન થઇ કરવું, પ્રાતઃકાળ, સાયંકાળ હોમ કરવો; પંચ યજ્ઞનો ત્યાગ ન કરવો. ૫૩

"स्मार्त्तगात्रस्य करणादाभासो ब्राह्मणो भवेत् ।
अग्निहोत्रं तथा दर्शपूर्णमासौ पशुस्तथा ॥
चातुर्मास्यं च सोमश्च क्रमात्पञ्चविधो हरिः"
इत्युक्तं श्रीमदाचार्यैर्हरिणैतत्समर्थितः
यज्ञार्थात्कर्मणोन्यत्रेत्यादिनाऽन्यत्र च स्फुटम् ॥५४॥

એકલો આત્મસસ્થ્ય માત્ર લેવાથી બ્રાહ્મણભાસ કહેવાય, માટે અગ્નિ હોત્રાદિક કરવું. અગ્નિહોત્ર, દર્શ, પૌર્ણમાસ, પશુ, ચાતુર્માસ, અને સોમ, એ પાંચે યજ્ઞ શ્રીહરિરૂપ છે એવી રીતે શ્રીમદાચાર્યજીએ શ્રીનિબંધ સર્વાર્થ નિર્ણય પ્રકરણમાં કહ્યું છે. તે યજ્ઞ વિના બીજા કર્મથી જીવને બંધન થાય છે, એવું શ્રીગીતાજીમાં શ્રીભગવાને કહ્યું છે. ૫૪

जीवेदनन्यया वृत्या नश्ववृत्या कथंचन ॥

कुण्डली वेणुमान् शुद्धाम्बरो भूतदयापरः ॥५५॥

ગૃહસ્થે સારી વૃત્તિથી આજીવિકા કરવી, નીચ સેવનથી પોતાની આજીવિકા ચલાવવી નહીં, કુંડલ તથા વેણું દંડનું ધારણ કરવું, સ્વચ્છ વસ્ત્ર પહેરવાં, સર્વ પ્રાણીમાત્ર ઉપર દયા રાખવી. ૫૫

सत्कुर्यादीतिथीन् शक्त्याऽशक्तो वा भूतृणोदकैः ॥

सेवेत स्वगृहे श्रीशं कायेन मनसा गिरा ॥ ५६ ॥

પોતાની શક્તિ પ્રમાણે અતિથિનો સત્કાર જરૂર કરવો, અસમર્થ હોય તો સ્થાન, જળ આસનાદિકથી પણ સન્માન કરવું; શરીર, પાણી, મન વિગેરેથી શ્રી હરિનું સેવન કરવું. ૫૬

सर्वं कुर्यान्निवेद्यैव पितृदेवार्चनादिकम् ॥

हरिं गुरुं सुरान्विप्रान् वेदान् गाश्च यथोचितम् ५७

ભગવત નિવેદિત અન્ન વિગેરે વસ્તુઓથી પિત્રીદેવનું અર્ચન વિગેરે સર્વ કર્મ કરવું, શ્રીભગવાન, ગુરૂ, દેવ, બ્રાહ્મણ, વેદ, ગાય વિગેરેનો યથાયોગ્ય સત્કાર કરવો. ૫૭

सत्कुर्यात्किंचिदेवापि दद्यादेवाऽन्वहं गृही ॥

भुञ्जीताऽप्यर्ज्जयेदर्थानसक्तो हरितत्परः ॥ ५८ ॥

'ગૃહસ્થાશ્રમમાં રહેનારા પુરૂષે નિત્ય અન્નાદિકનું કોઈ પણ રીતે પરમાર્થ કરવું ત્યારે પછી મહાપ્રસાદ લેવો; લૌકિક આસક્તિ છોડી ભગવત સેવાનો ઉપયોગ સમજી દ્રવ્યનું સંપાદન કરવું. ૫૮

वृद्धौ च पितरौ पोष्यानसतीं भार्यां शिशून्सुतान् ॥

धर्म्मेण बिभृयात्काले विहितं सर्वमाचरेत् ॥ ५९ ॥

અને પોતાનાં વૃદ્ધ, માતા, પિતા, તથા પતિવ્રતા સ્ત્રી, પશુ, પુત્ર ઈત્યાદિક પોષ્ય વર્ગનું પોષણ ધર્મે કરી કરવું અને વેદમાં કહેલા ધર્મનું આચરણ તે તે સમયમાં કરવું. ૫૯

कालै कुर्य्यादुभे सन्ध्ये नैवाद्यादनिवेदितम् ॥
परस्परोपकारित्वं दम्पत्योः सौहृदं यथा ॥ ६० ॥

પ્રાતઃકાલ સાયંકાલ સંધ્યા કરવી, અસમર્પિત અન્ન વિગેરે ખાવું નહીં; દંપતીએ પરસ્પર સ્નેહ રાખી એક બીજાના ધર્મકાર્યમાં તથા કોઇપણ કાર્યમાં ઉપકાર કરવો. ૫૦

यथायथं चरेद्धर्ममर्थं काममपीडयेत ॥
नित्यान्नैमित्तिकान्धर्म्मान् काले शक्त्या न वर्ज्जयेत ६१

ધર્મ, અર્થ, કામ, એ ત્રણ વર્ગનું પરસ્પર બાધ રહિત આચરણ કરવું. શક્તિ પ્રમાણે નિત્ય નૈમિત્તિક ધર્મોનો ત્યાગ સર્વથા કરવો નહીં. આ કથનથી ધર્મની મૂખ્યતા દર્શાવી છે. ૫૧

अनन्ता गृहिणो धर्म्माः श्रुतिस्मृतिपुराणगाः ॥
नशक्यतेऽत्रवक्तुं तान् यथाशास्त्रं चरेद्ध्रुवम् ॥६२॥

શ્રુતિ, સ્મૃતિ, પુરાણમાં પ્રતિપાદિત ગૃહસ્થોના અનંત ધર્મો છે તે સર્વે આ લઘુ ગ્રંથમાં લખી શકાય નહીં, તેથી શાસ્ત્ર પ્રમાણે તે સર્વેનું યથાશકિત આચરણ કરવું. ૫૨

હવે વાનપ્રસ્થ ધર્મ કહીએ છીએ.—

वलीपलितदेहोऽथ विरक्तोऽपत्यवंशदृक् ॥
पत्नीं न्यस्य स्वपुत्रेषु सह वा प्रविशेद्वनम् ॥ ६३ ॥

મસ્તકમાં જ્યારે પળી આવે, શરીરમાં કરોચળીઓ પડે અથવા પુત્રને ઘેર પ્રજા થાય, અને મનમાં દૃઢ વૈરાગ્ય સિદ્ધ થાય ત્યારે સ્ત્રીને સાથે લઈ અથવા પુત્રને પાસે રાખી વનમાં જવું. ૫૩

वन्यैश्चरुपुरोडाशैर्यजेच्छ्रीशं यथाविधि ॥
दद्यान्नित्यं नचाद्द्यात्तपसा देहशोषकः ॥ ६४ ॥

વનમાં ધાન્ય જે વાવ્યા વિના એની મેળે થએલાં હોય તેનાથી ચરૂપુરોડાશ કરી શ્રી હરિનું યજન કરવું અને શકિત પ્રમાણે દાન કરવું. પણ કોઇનું દાન લેવું નહીં અને શરીરનું પોષણ કરવું ૫૪

अपत्नीकस्तु भिक्षेत वन्येष्वेवाग्रहंकृतिः ॥
नाश्नीयाद् ग्राम्यमाहारं अष्टौ ग्रामान्कचित्काचित् ६५

સ્ત્રી વિનાના વાનપ્રસ્થ ( પત્ની રહિત પુરૂષે ) અહંકાર મુકી વનમાં રહેનારા ઉત્તમ વર્ણ પાસે પાકેલા અન્નની ભીક્ષા કરે અને મિષ્ટાન વીગેરે ગામના આહારો ખાય નહીં, કોઈ વખત વનમાં આહાર ન મળે તો ગામના આહારના આઠ ગ્રાસ માત્ર લેવા. ૬૫

वृक्षमूलाऽऽश्रयः कृच्छ्रचान्द्रायणपरायणः ॥
भक्तौ ज्ञाने रतश्चोपनिषदश्चिन्तयेत्पठेत् ॥ ६६ ॥

વૃક્ષના મૂળનો આશ્રય કરી રહેવું, ચાંદ્રાયણ વ્રત કરી રહેવું, ઉપનિષદોનો વિચાર અને પઠન કરી ભકિત તથા જ્ઞાનમાં પ્રીતિ રાખવી. ૬૬

प्रतिषिद्धः कलौविषो विशेषान्नोच्यते ततः ॥
सम्यग्वैराग्यमापन्नोऽनृणः प्रव्राजमाश्रयेत् ॥६७॥

કલીયુગમાં આ વાનપ્રસ્થ આશ્રમનો નિષેધ છે તેથી એ ધર્મ વિશેષ કહેતા નથી જ્યારે દૃઢ વૈરાગ્યવાન્ પુરૂષ થાય ત્યારે ત્રણ રણથી મુક્ત થઈ સન્યસ્થ આશ્રમનો સ્વીકાર કરે. ૬૭

હવે સન્યાસીના ધર્મો કહીએ છીએ.

बहिर्दण्डत्रयं चान्तः कायवाङ्मनसां ध्रुवम् ॥
धारयेत्साशिखः सूत्री सर्वभूताऽभयप्रदः ॥ ६८ ॥

બહાર ત્રણ દંડનું ધારણ કરી અંતરમાં દેહ,વાણી, મનને નિયમમાં રાખે, સર્વ પ્રાણી માત્રને અભયદાન આપે, શિખા સૂત્રનો ત્યાગ ન કરે. ૬૮

अमेध्यानध्रुवान्भोगान्नरकान्मिथुनात्मनाम् ॥
नित्यानन्देन सन्तुष्टो दूरतः परिवर्ज्जयेत् ॥ ६९ ॥

અપવિત્ર, ક્ષણિક સુખવાળા આ ગૃહસ્થાશ્રમીના નરકરૂપી સુખ તેને દૂરથીજ ત્યાગ કરે કારણકે પોતે અખંડ ભગવત આનંદમાં નિમગ્ન રહે. ૬૯

कुर्यान्न ममतां दण्डे काषायादौ कमण्डलौ ॥
प्रणवे चिन्तयेद्ब्रह्म गोपीमृत्स्नोर्द्ध्वपुण्ड्रधृक् ॥७०॥

દંડ, કમંડલ, કાશાયવસ્ત્ર આદિકમાં પણ મમતા મુકી દે, ગોપીચંદનનું ઉર્દ્ધ્વપુંડ્ર તિલક કરી પ્રણવમાં પરબ્રહ્મનો વિચાર કરે. ૭૦

सर्वं ब्रह्मात्मकं विश्वमात्मन्यात्मानमत्र च ॥
ऐकान्तिको मुनिः पश्येच्छुद्धाऽद्वैतविचिन्तकः ७१

શુદ્ધાદ્વૈત ઈશ્વરનો વિચાર કરનાર મુનીએ એકાંતમાં બેસી ઈશ્વરરૂપ

જગતને પોતામાં અને પોતાનો આત્મા સર્વ જગતમાં જુવે. ૭૧

प्रसंगतोऽपि नो योषान्दार्वीमपि पदा स्पृशेत् ॥

विभ्रंशयति या मांसरक्तमूत्रवसावृता ॥ ७२ ॥

પ્રસંગથી કાષ્ટની પુતળીને પણ પગે કરી સ્પર્શ કરે નહીં, કારણકે જે સ્ત્રીઓ માંસ, રૂધીર, મુત્ર, ચર્મથી વીંટાએલી પુરૂષોને ભ્રષ્ટ કરે છે. ૭૨

अन्तरत्यन्तमलिना बहिः सौन्दर्य्यशालिनी ॥

अध्रुवाध्रुवधर्मघ्नी कः सेवेत बुधो वधूः ॥ ७३ ॥

ભીતરથી અત્યંત મલિન, બાહારથી સુંદર, અવિનાશી ધર્મને નાશ કરનારી નાશવંત સ્ત્રીને બુદ્ધિવાન્ પુરૂષે સર્વથા સેવવી નહીં (તેનો સંગ કરવો નહીં). ૭૩

तावदेवस्वकं जन्तोर्यावत्तोदरपूरणम् ॥

कस्माद्वृथाऽभिमन्येत विड्वर्णस्वर्णसञ्चयान् ७४

જેથી કરી પોતાનું પેટ ભરાય તેટલુંજ પોતાનું છે તેથી વિષ્ટા જેવા સુવર્ણ સમુહ ઉપર વૃથા અભિમાન બાંધવો નહીં. ૭૪

तुर्य्यकाले यथा शास्त्रं भिक्षाऽऽप्तं प्रोक्षितं शुचिः ॥

अरागद्वेषमश्नीयान् मनसा हरयेऽर्पितम् ॥ ७५ ॥

દિવસના ચોથા પોહરમાં ભીક્ષા ગ્રહણ કરી પવિત્ર થઇ જલથી પ્રોક્ષણ કરી મનથી ભગવાનને અર્પણ કરી રાગ દ્વેષ મુકી ભજન કરવું. ૭૫

सदैव हरिनामानि पठेदुच्चैर्हतत्रपः ॥

प्रतिष्ठासम्भवे. धर्म्मं गोपयेत्तीर्थसेवकः ॥ ७६ ॥

લાજ મુકી ઉંચા સ્વરથી સદા શ્રીહરિના નામનું ગાન કરે, અને પ્રતિષ્ઠાથી કરી પોતાનો ધર્મ ગુપ્ત રાખી તીર્થ સેવન કરે. ૭૬

पुरे ग्रामे यथाऽऽदेशं वसेत्सगं ध्रुवं त्यजेत् ॥

गीतां भागवतं सूत्रमाम्नायं च मुहुर्मुहुः ॥ ७७ ॥

ગામડામાં તથા શેહેરોમાં શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે કોઇ ઠેકાણે પ્રીતિ ન રાખતાં સંગનો ત્યાગ કરી શ્રીગીતાજી શ્રીમદ્ભાગવત, શ્રી વ્યાસસૂત્ર, તથા વેદનો વારંવાર વિચાર કરે. ૭૭

मन्वीत श्रीमदाचार्य्यदर्शितेन यथापथा ॥

सन्यासिनोऽपि विस्तीर्णं धर्म्मं तत्त्वं श्रुतौ स्मृतौ ७८

શ્રીમદાચાર્ય પ્રકાશિત રીતિમાં પ્રીતિ રાખી વેદાદિકના યથાર્થ અર્થમાં તત્પર રહે, સન્યાસીઓના વિશેપ ધર્મો શ્રુતિ સ્મૃતિયોમાં વિસ્તારથી કહેલા છે. ૭૮

तत्तत्सर्वं चरेत्तस्य ज्ञानं भक्तिरसंगता ॥
मुख्यान्यथा विवाहं च स्त्रीधर्मांश्च निबोधत ॥ ७९ ॥

એ સર્વ ધર્મો સન્યાસીએ પાળવા, ભક્તિ, જ્ઞાન અને નિઃસંગપણું એ ત્રણ વસ્તુ સન્યાસીને અતિ આવશ્યક છે. ૭૯

હવે વિવાહ તથા સ્ત્રી ધર્મો કહીએ છીએ.

कन्याकालमनुल्लंघ्य देया योग्याय पुत्रिकाः ॥
धर्मविद्याधनैर्योग्यो वरस्सद्वंशजः पुमान् ॥ ८० ॥

ગૃહસ્થોએ કન્યાકાળ ન ખોઇ યોગ્ય વરને પુત્રી આપવી, સારાવંશમાં ઉત્પન્ન થએલો, ધર્મ, વિદ્યા, ધનથી સહિત હોય તેને યોગ્ય વર જાણવો. ૮૦

पूर्वपूर्वतरं तेषु शस्तं धर्मेण विद्यया ॥
रहिताय प्रदानन्तु गर्हितं मनुना भृशम् ॥ ८१ ॥

ધર્મ, વિદ્યા, ધન એ ત્રણે વસ્તુમાં પ્રથમ ધર્મ ને વિદ્યા મુખ્ય છે, ધર્મ તથા વિદ્યા રહિત ધન સહિત વરને કન્યાદાન આપવું યોગ્ય નથી, આ વાત મનુસ્મૃતિમાં કહી છે. ૮૧

उत्कृष्टायाऽभिरूपाय वराय सदृशाय च ॥
अप्राप्तामपि तां तस्मै कन्यां दद्याद्यथाविधि ॥८२॥

વિદ્યા કુલ વીગેરેથી ઉત્તમ યોગ્ય સામાન્ય વરને જેનો વિવાહ સમય આવ્યો ન હોય તેવી કન્યાને પણ વિધિ પ્રમાણે દેવી. ૮૨

बाला पितुर्वशे तिष्ठेत्पाणिग्राहस्य यौवने ॥
पत्यभावे तु पुत्रादेर्नार्हति स्त्री स्वतन्त्रताम् ॥ ८३ ॥

હવે સ્ત્રિધર્મો કહીએ છીએ—સ્ત્રીએ બાળ અવસ્થામાં પિતાને સ્વાધીન રહેવું અને યુવા અવસ્થામાં પતિને સ્વાધીન રહેવું, જો પતિ મૃત્યુ પામ્યો હોય તો પુત્ર વીગેરેના સ્વાધીન રહેવું, પણ સ્ત્રીએ કોઇ દીવસ સ્વતંત્ર રહેવું. નહીં. ૮૩

पत्यौ प्रेम परं धार्य्यं कार्यं भक्त्या निषेवणम् ॥
लोकद्वयप्रदः स्त्रीणां परमं दैवतं पतिः ॥ ८४ ॥

સ્ત્રીઓએ પતિમાં પરમ પ્રીતિ રાખી સ્નેહથી સેવા કરવી, આલોક

પરલોકનું સુખ આપનાર પતિજ સ્ત્રીઓને પરમ દેવરૂપ છે. ૮૪

पश्येन्न सस्पृहं पुंसो नभाषेताऽप्रयोजनम् ॥
गायतो मिथुनीभूतान्दूरान्क्ष्वेलिकरांस्त्यजेत् ॥८५॥

સ્ત્રીએ બીજા પુરૂષ સામું સ્પૃહા રાખી જોવું નહીં, પ્રયોજન હોય તો પણ અપ્રસિદ્ધ ભાષણ કરવું નહીં. ગાનાર, હાસ્ય મશ્કરી કરનાર જગતમાં નિંદાયેલા પુરૂષોનો દુરથી ત્યાગ કરવો એટલે તેને જોવા પણ નહીં. ૮૫

स्वप्नेऽपि न स्पृहा कार्य्या पुरुषान्तरदर्शने ॥
उभे कुले उभौ लोकौ व्यभिचारो विनाशयेत् ॥ ८६

સ્વપ્નમાં પણ પરપુરૂષને જોવાની સ્પૃહા રાખવી નહીં અને વ્યભિચાર કરનારી સ્ત્રી પોતાના પિતાના તથા પતિના કુળનો આલોક પરલોકમાંથી નાશ કરેછે તેથી જગતમાં નિંદાયેલી સ્ત્રી સાથે ભાષણ પણ કરવું નહીં. ૮૬

स्वभर्त्तुराज्ञानिष्ठा स्याद्दक्षा नित्यमलङ्कृता ॥
निरता ग्रहकार्येषु प्रसन्नवदना सदा ॥ ८७ ॥

પોતાના. સ્વામીની આજ્ઞા સદાય પાળવી, ચતુરાઈ રાખવી, ધર્મ કાર્યમાં તત્પર રહેવું, સદાય પ્રસન્ન મુખ રાખવું. ૮૭

धनसंग्राहिकाऽपत्यपोषिणी प्रियभाषिणी ॥
धर्मेऽनुकूला भर्त्तुश्च ह्रीमती शुद्धमानसा ॥ ८८ ॥

સ્ત્રીએ ઘરમાં દ્રવ્યનો સંગ્રહ કરવો, પશુ પુત્રાદિકનું પોષણ કરવું, પ્રિય બોલવું, પતિને ધર્મ કાર્યમાં મદદ કરવી, લજ્જા રાખવી, અંતઃકરણથી શુદ્ધ રહેવું. ૮૮

आचार्यं श्वसुरादींश्च भजेत पितरं यथा ॥
गोपयेत् गृहदारिद्र्यं पत्युर्दोषान्न दर्शयेत् ॥ ८९ ॥

માતા પિતાની પેઠે ગુરૂ તથા સાસુ સસરા વિગેરેને સાક્ષાત પિતા માતા તુલ્ય માનીને તેઓની યોગ્ય સેવા કરવી, ઘરનું દરિદ્રપણું ઢાંકવું, પોતાના પતિના દોષ કોઇની આગળ કહેવા નહીં. ૮૯

नोच्चैर्हसेन्न च वदेन्नकुर्यात्कलहं जनैः ॥
संपादयेच्च साहित्यं पत्युः श्रीहरिसेवनम् ॥ ९० ॥

સ્ત્રીએ ઉંચ્ચ સ્વરથી હસવું નહીં, તેમજ ઉંચ્ચ સ્વરથી બોલવું નહીં, કોઈ સાથે કલેશ કરવો નહીં, શ્રીપ્રભુની સેવામાં પતિને સહાયતા કરવી. ૯૦

**पत्यौ तु प्रोषिते यावन्नवहिः प्रायशः क्वचित् ॥**
**केशप्रसाद्य नोन्मर्दालङ्काराद्यं परित्यजेत् ॥९१॥**

પતિ પ્રદેશ જાય ત્યારે કોઇને ઘેર જવું નહીં, કેશ ઓળવા નહીં, શરીરનું મર્દન કરવું નહીં, અલંકાર વીગેરે ધારણ કરવાં નહીં, તેમજ ગાન વાજીંત્રાદિ ઉન્મદ પદાર્થો ઉપર દૃષ્ટિ રાખવી નહીં. ૯૧

**उक्ता स्मृतिपुराणेषु स्त्रीधर्मा ये सनातनाः ॥**
**चरेदजिह्मा शक्त्या तां प्रीयते श्रीपतिस्ततः ९२**

સ્મૃતિયોમાં અને પુરાણોમાં. સ્ત્રીઓના સનાતન ધર્મો ઘણાક કહ્યા છે તે શુદ્ધ ભાવ રાખી સરલતાપૂર્વક તે ધર્મોનું આચરણ કરવું, એ ધર્મો પાળવાથીજ શ્રી સૈવિત શ્રી પ્રભુજી પ્રસન્ન થાય ને તે સ્ત્રીને સાક્ષાત્ ભગવદ્ લોકની પ્રાપ્તિ થાય. ૯૨

**पत्यौ मृते तु भूशैय्यां सकृद्भुक्तिमद्वेषिता ॥**
**कुर्य्यान्नाङ्गमलं कुर्यान्न चित्रं वस्त्रमावहेत् ॥ ९३ ॥**

હવે વિધવાના ધર્મો કહીએ છીએ—પતિ મૃત્યુ પામ્યા પછી સ્ત્રીએ પૃથ્વી ઉપર સુવું, અહોરાત્રિમાં એકવાર ભોજન કરવું, દોષ રહિત રહેવું, શરીરપર અલંકાર ધરવાં નહીં ને વિચિત્ર વસ્ત્ર પેહેરવાં નહીં. ૯૩

**सेवेत श्रीहरिं भक्त्या ये शय्यापालने स्मृताः ॥**
**धर्म्मास्तानाचरेत्सर्वान्नैवकुर्याद् व्रतक्षतिम् ॥९४॥**

વિધવા સ્ત્રીએ નિરંતર શ્રીહરિની સેવા કરવી અને સ્મૃતિયોમાં કહેલા વિધવાધર્મો પાળવા. તે ધર્મોનો કોઇ દિવસ પણ ત્યાગ કરવો નહીં. ૯૪

**पित्रा भ्रात्राऽपि पुत्रेण नस्त्री रहसि संवसेत् ॥**
**विधवा तु प्रयत्नेन पुंप्रसंगं परित्यजेत् ॥ ९५ ॥**

સૌભાગ્યવતી સ્ત્રીએ પણ પોતાના પિતા, ભાઈ અને પુત્રની સાથે પણ એકાંતમાં રહેવું નહીં, વિધવાએ તો પ્રયત્નથી પુરૂષપ્રસંગનો ત્યાગ કરવો. ૯૫

**सात्त्विकादि विधानेकजीवार्थं तादृशान्हरिः ॥**
**चक्रे मार्गान्निर्गुणोऽयं मार्ग उक्तः परं परः ॥ ९६ ॥**

હવે દીક્ષા ધર્મો કહીએ છીએ—અનેક મતો થવાનું કારણ કહીએ છીએ; જે સાત્વિક, રાજસ, તામસ નિર્ગુણ આદિક ભેદથી અનેક પ્રકારના જીવો છે, તે

સર્વે જીવોનાં કલ્યાણ કરવા સારૂ સાત્વિકનિર્ગુણ આદિ ભેદવાળા જુદા જુદા ચાર સંપ્રદાયો શ્રી હરિએ પ્રગટ કર્યા છે, તેમાંથી કોઇ પણ સંપ્રદાયની દીક્ષા લીધી હોય તેજ વૈષ્ણવ કહેવાય, તેમાં આ આપણો સંપ્રદાય શુદ્ધ ભક્તિ માર્ગ નિર્ગુણ છે. આ સંપ્રદાયની પરંપરા અમે પ્રથમ મંગળાચરણમાં લખી છે. ૯૬

**जगदुद्धारिणा प्रोक्ता हरिणा करुणाब्धिना**

**चत्वारः संप्रदायास्तानाश्रिता एव वैष्णवाः ॥९७॥**

જગતનો ઉદ્ધાર કરનારા કરૂણાના સમુદ્ર ભગવાને ચાર સંપ્રદાય પ્રગટ કર્યા છે. તે સંપ્રદાયોની દીક્ષાસહિત જે હોય તેજ વૈષ્ણવ જાણવા. ૯૭

**अवैष्णवास्ततोऽन्येस्युर्दीक्षाऽभावादिति स्थितिः ॥**

**ननिन्देत्क्वापि सत्धर्मा स्वधर्माचरणे रतः ॥ ९८ ॥**

તે દીક્ષા રહિત મનુષ્ય અવૈષ્ણવ જાણવા એવી શાસ્ત્રની મર્યાદા છે, કોઈવાર પણ તે ચારે સંપ્રદાયોની નિંદા ન કરવી, અને પોતાના સંપ્રદાયમાં આસક્ત રહેવું. ૯૮

**सर्ववर्णाश्रमैः सेव्यान्दीक्षाधर्म्मान्निबोधत ॥**

**दीक्षाहीनस्य वैकल्यान्निन्दनात् पशुजन्मतः ९९**

સર્વે વર્ણાશ્રમીઓએ અવસ્ય આ વૈષ્ણવી દીક્ષાનું ધારણ કરવું. અને દીક્ષા રહિતનું સત્કર્મ વ્યર્થ થાય છે અને શાસ્ત્રમાં દીક્ષા રહિતની ઘણી નીંદા કરી છે, મનુષ્ય જન્મ પામી દીક્ષા રહિત રહે તેને પશુયોનિ મળે છે. ને તે પશુવત છે. ૯૯

**कलौ सर्वफलावाप्तेः सौलभ्यान्मोक्षसाधनात् ॥**

**दीक्षाधर्म्मान्हरिकृपावीक्षाहेतुन् ध्रुवं भजेत् १००**

કળીયુગમાં સર્વે ફળને આપનારી મોક્ષના સાધન રૂપ ભગવતે ભક્તિના અદ્વૈત જ્ઞાનમાં સુલભ દીક્ષા છે. ૧૦૦

**पारंपरिकमाचार्यं भक्त्याऽद्वैतप्रवर्त्तकं ॥**

**मुमुक्षया श्रद्धया सभक्त्या च शरणं व्रजेत् १०१**

તેથી શ્રી હરિની કૃપા મેળવી આપનારા દીક્ષા ધર્મોને અવશ્ય પાલવા, અદ્વૈત પ્રવર્તક પરંપરા પ્રાપ્ત સંપ્રદાય ગુરૂને શ્રદ્ધા ભક્તિ યુક્ત મુમુક્ષુ થઈ શરણે જવું. ૧૦૧

साधवेषेन मंत्राभ्यां शरणाप्ति निवेदने ॥
मामेकमेव शरणं मामेकं शरणं व्रजेत् ॥ १०२ ॥

ગુરૂદ્વારા પાસેથી શરણ મંત્ર તથા નિવેદન મંત્ર ગ્રહણ કરવા, "મારેજ શરણે જે આવે છે તેને હું શરણ રાખું છું" ઇત્યાદિક વચનો શ્રીમદ્ભાગવત, તથા શ્રીગીતાજીમાં ભગવાને કહ્યાં છે. ૧૦૨

"मामेव ये प्रपद्यन्ते" इत्यादावाद्य मुच्यते ॥
"हित्वा मां शरणं याता" "यत्परस्मै निवेदनम्" ॥
इत्यादावंतिमं शस्तं तस्मादावश्यकं द्वयं ॥ १०३ ॥

મને જે પ્રાપ્ત થાય છે તેજ માયાને તરે છે એવું શ્રી ભગવાને ગીતાજીમાં કહ્યું છે ઇત્યાદિક વચનોથી શરણાગતિનો આગ્રહ સિદ્ધ છે: ફરી શ્રીમદ્ ભાગવતમાં ભગવાનને કહ્યું છે કે સર્વ ત્યાગ કરી સર્વસ્વ મને અર્પણ કરવું ઇત્યાદિક વચનો નવમસ્કંધમાં એકાદશસ્કંધમાં છે માટે સર્વસ્વ નિવેદન તથા શરણાગતિ એ બે અવશ્ય કરવું. ૧૦૩

यथा द्विजत्वं गायत्र्या श्रुतौ श्रौतेऽधिकारकृत् ॥
वैष्णवत्वं तथा ताभ्यां ततःसेवाऽधिकारिता ॥१०४॥

જેમ શ્રી ગાયત્રી મંત્ર ઉપદેશથી દ્વિજને વેદાધ્યયનમાં તથા શ્રૌતસ્માર્ત્ત કર્મમાં અધિકાર થાય છે, તેમજ સર્વ વર્ણાશ્રમીઓને શરણ મંત્ર નિવેદનથીજ ભગવત સેવામાં અધિકાર થાય છે. ૧૦૪

तस्मात्पूर्वं प्रपद्यैव हरये स्वान्निवेदयेत् ॥
आप्तकामोऽप्रपन्नस्य नाङ्गीकुर्यान्निवेदितम् १०५

શ્રી હરિ પોતે પુરણ કામ છે, તે અશરણાંગતના પદાર્થને ગ્રહણ કરતા નથી તેથી પ્રથમ શરણ જઇને પછી સર્વસ્વ નિવેદન કરવું ૧૦૫

वैष्णवैस्तुलसीकाष्ठमाले दध्यात्सदागले ॥
स्त्रीसंगे शयनस्नानाशनादावपि न त्यजेत् १०६

પછી વૈષ્ણવ થાય ત્યારે તુલશીકાષ્ટની માળા બે, અષ્ટ પ્રહર કંઠમાં ધારણ કરે, સ્નાન, શયન, સ્ત્રીસંગ, ભોજનાદિક કોઇપણ કાળે માળાને ત્યાગ કરવી નહીં. ૧૦૬

विष्णुद्रोही भवेत्त्यागा द्धारणान्मुक्तिमाप्नुयात् ॥
तत्र तत्र प्रमाणेषु महिमा महितो मुहुः ॥ १०७ ॥

તુલશી કાષ્ટમાળા કંઠમાંથી અર્ધ ક્ષણુ જો ત્યાગ કરે તો તે ભગવાનનો દ્રોહી થાય છે અને ધારણુ કરવાથી મુક્તિને પામે છે, અને તેનું મહાત્મ્ય ઘણાક ગ્રંથમાં પ્રતિપાદન કરેલું છે. ૧૦૭

गोपीचन्दन संमिश्रं भगवद्भुक्त कुंकुमम् ॥
आदाय तिलकं भाले कुर्यात्प्रभुपदाकृति ॥१०८॥

શ્રી ગોપીચંદન સહિત ભગવત પ્રસાદી કુંમકુમ લઈ ભગવત ચરણારવિંદ જેવું લલાટમાં સુશોભિત તિલક કરવું. ૧૦૮

सच्छिद्रमाचरेन्मध्ये श्रीनिवास निवासतः ॥
पुंण्ड्राणि द्वादशांगेषु विदध्यात्केशवादिभिः* १०९

ઉર્ધ્વ પુંડ્રમાં શ્રી હરિ બિરાજે છે તેથી તિલક વચ્ચે અવકાશ રાખવો, અને કેશવાદિ દ્વાદશ નામથી દ્વાદશ અંગમાં દ્વાદશ તિલક કરવાં. ૧૦૯.

द्रष्टव्या स्थानभेदेन पुंण्ड्राकारविचारणात् ॥
मुद्रा कुर्यात्तदङ्गेषु गोपीचन्दनमृन्मयी ॥ ११० ॥

દ્વાદશ અંગમાં જુદા જુદા આકારોથી તિલક કરવાં, તે આકારોનો નિર્ણય "શ્રી નિબંધજીમાં" છે તે આગળ "આન્હીક"માં લખીશું તે તે અંગોમાં ગોપીચંદનની મુદ્રાઓ કરવી. ૧૧૦

सेवासाङ्गत्वसिद्धेश्च भक्तस्यावश्यकत्वतः ॥
स्ववर्णाश्रमधर्मास्तु नोल्लङ्घ्या वैष्णवैः क्वचित् ११६

તિલકમુદ્રાધારણુ વૈષ્ણવોને અતિ આવસ્યક છે, તે ધારણથી સેવાની સાંગતા સીધી થાય છે, વૈષ્ણવોએ પોતાના વર્ણાશ્રમ ધર્મનો કોઇ દિવસે પણ ત્યાગ કરવો નહીં. ૧૧૧

शास्त्रस्येश्वरवाक्यत्वाद्दोषात्स्वाम्युक्तिलङ्घने ।
"श्रुति स्मृती ममैवाज्ञे यस्ते उल्लङ्घ्य वर्त्तते ॥
आज्ञाच्छेदिमम द्वेषी नमद्भक्तोऽपि वैष्णवः". ११२

શાસ્ત્ર છે તે ઇશ્વરનાં વાકય છે તે પોતાના પ્રભુની આજ્ઞાનું ઉલ્લંઘન

---

* ઉર્ધ્વપુંડ્રનો વેદોક્ત વિધ તો "વાસુદેવોપનિષદ" વીગેરે ગ્રંથોમાં સ્પષ્ટ લખેલો છે માટે તેવા અધિકારીઓને તે ગ્રંથોમાંથી તે વિધિ જોઈ લેવો અગર આ પુસ્તકના છાપખાનામાંથી મંગાવી લેવો.

કરવાથી દોષ પ્રાપ્ત થાય છે, શ્રી ભગવાન આજ્ઞા કરે છે કે, શ્રુતિ સ્મૃતિ મારી આજ્ઞા છે માટે તેનું ઉલ્લંઘન કરનારો જે વૈષ્ણવ છે તે મારી આજ્ઞાનો ભંગ કરનારો છે તેથી મારો દ્વેષ કરનારો જાણવો, તેને વૈષ્ણવ ન જાણવો અને ભક્ત પણ ન જાણવો એવું શ્રી ભગવાને કહ્યું છે. ૧૧૨

**इत्युक्तं हरिणाचार्यैर्निबन्धादौ समर्थितम् ॥**

**एतद्विष्णुपुराणेऽपि दूतं प्राह यमः स्वकम् ॥११३॥**

શાસ્ત્રની આજ્ઞા પાળવાનું શ્રી મહાચાર્યજી શ્રી મહાપ્રભુજીએ શ્રી નિબંધાદિક ગ્રંથોમાં પ્રતિપાદન કરેલું છે, વૈષ્ણવોને વર્ણાશ્રમ ધર્મનો આગ્રહ વિશેષ માનવો તે વિષે વિષ્ણુ પુરાણમાં પણ યમરાજાએ પોતાના દૂતો પ્રત્તે કહ્યું છે: ૧૧૩

**" नचलति निजवर्णधर्मतो यः सममतिरात्मसुहृद्विपक्षपक्षे ॥**

**नहरति नच हन्ति किंचिदुच्चैः स्थिरमनसं* तमवेहि विष्णुभक्तम्"**

"જે પોતાનાવર્ણાશ્રમ ધર્મથી ચળાયમાન થતો નથી અને શત્રુ મિત્રમાં સામાન્યપણું રાખે છે, કોઇનું કાંઇ ચોરતો નથી અને કોઇને પણ હણતો નથી, સદાય સારી સ્થિતિમાં મન રહે છે તેને વૈષ્ણવ જાણવો". ૧૧૪

**वेदं गीता च मीमांसे श्रीमद्भागवतं क्रमात् ॥**

**प्रस्थानानीह मुख्यानि सर्वं तदविरोधतः ॥११५॥**

૧ ચાર વેદ ૨ શ્રીગીતાજી ૩ પૂર્વમીમાંસા તથા ઉત્તરમીમાંસા ૪ શ્રીમદ્ ભાગવત એ ચારે આપણાં મુખ્ય પ્રસ્થાન છે. તેથી વિરુદ્ધ આચરણ કદાપી કરવું નહીં. ૧૧૫

**योज्यं स्मृतिपुराणादि नतु कल्पनयाऽन्यथा ॥**

**तद्वाग्विसर्ग इत्युक्तया ग्रन्थान्भागवतान् भजेत् ११६**

એ આપણા સંપ્રદાયના ચાર પ્રસ્થાનોથી વિરુદ્ધ ન આવે તેમજ શ્રુતિ સ્મૃતિ પુરાણાદિકનો અર્થ કરવો, પોતાની ઇચ્છાથી અન્યથા યોજના કરવી નહીં, જેમાં શ્રી હરિનું નામ આવે તે વાણીને ઉત્તમ જાણવી એવું શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે તેથી ભગવત સંબંધીજ ગ્રંથોનું શ્રવણ કરવું. ૧૧૫

**शृणुयाद्धर्मनिष्ठानां वैष्णवानां द्विजन्मनां ॥**

**विदुषां वदनाच्छ्राव्यं नदुष्टान्नाप्यवैष्णवात् ११७**

---

* કોઈ સ્થળે जितमनसं એવો પાઠ છે તેનો અર્થ જેણે પોતાના મનને જીત્યું હોય.

સ્વધર્મનિષ્ઠ વૈષ્ણવ વિદ્વાન બ્રાહ્મણના મુખથી કથા શ્રવણ કરવી, પણ દુષ્ટ ધર્મરહિત, પાપીના મુખની તથા અવૈષ્ણવના મુખની કથા શ્રવણ કરવી નહીં. ૧૧૭

**सर्वान् जीवान् हरेरंशान् सर्वभूतात्मकं हरिं ॥**
**अपश्येद्दयया नैव हिंस्यात्कमपि कर्हिचित् ११८**

પ્રાણીમાત્ર સર્વે જીવ ભગવાનના અંશ છે અને ભગવાન સર્વે ભૂતાત્મક છે તેથી સર્વે પ્રાણી માત્રો ઉપર દયા રાખવી, કોઇ વખતે પણ કોઇની હિંસા કરવી નહીં. ૧૧૮

**पापे सति प्रतीकारं प्रतप्तो विधिनाऽऽचरेत् ॥**
**कचिदप्यात्मनाऽऽत्मानं नहन्याद्दोषदर्शकः ॥ ११९ ॥**

પોતાથી લોક તથા શાસ્ત્ર વિરૂદ્ધ અયોગ્ય કાર્ય બન્યું હોય તો તેનો પશ્ચાતાપ કરી શાસ્ત્ર રીતે પ્રાયશ્ચિત કરવું, પણ ઝેર વિગેરે ફાંસો ખાઈ, વાવ, તળાવ, કુવામાં દેહ પાડી આત્મઘાત સર્વથા ન કરવો. ૧૧૯

**मणिः स्वर्णादि घासान्तं नकिंचिदपि चोरयेत् ॥**
**विक्रीणीयान्नकन्यां गां वेदानपि महापदि ॥ १२० ॥**

મણિ સુવર્ણને આદ્ય લઇને ઘાસ ( તૃણ ) પર્યંત કાંઇપણ ચોરવું નહીં, અને મોટી આપત્તિ હોય તો પણ કન્યા, ગાય અને વેદનો વિક્રય કરવો નહીં. ૧૨૦

**स्त्रियं वा पुरुषं नग्नं नेक्षेत शिशुकादृते॥**
**न प्राणिनां व्यवायं च नैव व्यभिचरेत् कचित् १२१**

સ્ત્રી તથા પુરૂષને નગ્ન જોવાં નહીં ને કોઈ પણ પ્રાણી માત્રનું મૈથુન જોવું નહીં અને વ્યભિચાર કર્મ સર્વથા કરવું નહીં. ૧૨૧

**स्त्रीणां पुंसां च भगवद्वैमुख्याद्भक्तिबाधकात् ॥**
**व्यभिचारादुराचारो नान्यो लोकद्वयापहात् १२२**

સ્ત્રીઓને તથા પુરૂષોને શ્રી હરીથી વિમુખ કરનારો એવો અને ભક્તિમાં મહા બાધ કરનારો વ્યભિચાર મોટો દુરાચાર આ લોકમાં અપકીર્તિને કરનાર તથા આયુષ્યને હરનાર અને પરલોકમાં નરકમાં નાખનાર છે તેથી સર્વથા વ્યભિચારનો ત્યાગ કરવો. ૧૨૨

अनर्हपक्वं नाश्नीयादभक्ष्यं च कथंचन ॥
प्रसादोपि हरेर्ग्राह्यो नवर्णादि विरोधतः ॥१२३॥

પોતાના જાતિ ધર્મથી તથા આચાર વીગેરેથી વિરૂદ્ધ અયોગ્ય મનુષ્ય હોય તેના હાથનું પક્વ કરેલું અન્ન ગ્રહણ ન કરવું તેમજ અભક્ષ પદાર્થને કોઇ દિવસે ભક્ષ કરવું નહીં. અને વર્ણાશ્રમથી વિરૂદ્ધ ભગવદ્ પ્રસાદ પણ ગ્રહણ કરવો નહીં. ૧૨૩

नदेवांतरनैवेद्यं नतान्निर्माल्यमावहेत् ॥
स्वसांप्रदायसंसेव्य मूर्त्तेरन्यत्र नो हरेः ॥ १२४ ॥

શ્રી હરી શીવાના બીજા દેવનું નૈવેદ્ય તથા નિર્માલ્ય ગ્રહણ કરવું નહીં, પોતાના સંપ્રદાય પ્રમાણે સેવ્ય સ્વરૂપ વિના બીજી ભગવત મૂર્ત્તિનો પ્રસાદ પણ ગ્રહણ કરવો નહીં. ૧૨૪

जगन्नाथे द्वारिकेशे व्यंकटेशे च विठ्ठले ॥
यत्र यत्र च मर्यादा तत्र ग्राह्यं यथा कुलम् ॥१२५॥

શ્રી જગનનાથ રાયજી, બેટશંખોધાર શ્રી દ્વારકાનાથજી, શ્રી વ્યંકટેશજી, શ્રી વિઠલનાથજી ઇત્યાદિકમાં જ્યાં જેવી મર્યાદા છે તે પ્રમાણે કુળાચારથી વિરૂદ્ધ ન આવે તેમ પ્રસાદનું ગ્રહણ કરવું. ૧૨૫

संप्रदायचतुष्कस्य मंदिराणि रमापतेः ॥
आचार्या वैदिकाः शंभोर्मंदिराणि च वैष्णवाः १२६

ચાર સંપ્રદાયનાં પ્રાચિન ભગવત મંદીરો અને વૈદિક આચાર્યો તથા પ્રાચિન શીવાલયો જે જ્યોતિર્લિંગોને આધ લઈ છે તેમનો વૈષ્ણવોએ યથાયોગ્ય સત્કાર કરવો. ૧૨૬

यत्याद्याश्च महात्मानो द्रश्येरंश्चेत्पथिक्वचित् ॥
यथोचितं नमस्कुर्यान्नतु तानपमानयेत् ॥ १२७ ॥

ત્રિદંડીસન્યાસી વિગેરે જે વિરક્ત વૈષ્ણવ મહાત્મા માર્ગમાં મળે તો તેમને યથાયોગ્ય નમસ્કાર કરવા પણ તેનું અપમાન ન કરવું. ૧૨૭

मातापितृभ्यामाचार्यैर्वृद्धैर्भूपैर्महात्मभिः ॥
स्त्रीभिश्च राजकीयैश्च न वाग्वादं वृथा चरेत् १२८

માતા પિતા, ગુરૂ, કોઈ વૃદ્ધ મનુષ્ય, રાજા, મહાત્મા, સ્ત્રીઓ, રાજકીય મનુષ્ય તેમની સાથે વાદ કરવો નહીં. ૧૨૮

नासद्ग्रंथान्निषेवेत हरिवैमुख्यसाधकान् ॥
न नास्तिकस्त्रीशूद्रेभ्यः शृणुयात्तत्त्व सत्कथां १२९

શ્રી હરિથી વિમુખ કરનારા કલ્પિત ગ્રંથોનું શ્રવણ કરવું નહીં; અને નાસ્તિક તથા સ્ત્રી શુદ્રના મુખની તત્ત્વ કથા શ્રવણ કરવી નહીં. ૧૨૯

नाऽसतां चरितं कुर्याद्धर्याचार्यद्विजन्मनाम् ॥
धर्मस्य चोपयोगार्थं यथान्यायं धनव्ययः ॥१३०॥

અસત પુરૂષોના જેવું આચરણ કરવું નહીં, શ્રી હરિ તથા શ્રી ગુરૂ, બ્રાહ્મણ એ સર્વેના ઉપયોગ સારૂ યોગ્ય રીતે ધનનો ખરચ કરવો. ૧૩૦

कर्त्तव्यो धर्मविद्यादि येन स्थैर्यमवाप्नुयात् ॥
नर्णं कृत्वा चरेद्धर्मं नात्तं कुर्यान्मृषाधनम् १३१

જે દ્રવ્યનો ખરચ કરવાથી ધર્મ વિદ્યાદિકની સારી સ્થિરતા થાય તેવી રીતે દ્રવ્યનો ખરચ કરવો, કરજ કરી ધર્મનું આચરણ કરવું નહીં. અને કોઇની પાસે દ્રવ્ય લીધું હોય તો તેનું અનિત્સ કરવું નહીં- ૧૩૧

बिभृयादन्नवस्त्राद्यैरंधपंग्वादिकाऽधनान् ॥
दद्याद्यतिविरक्तेभ्योऽन्नाद्यं नतु धनं क्वचित् १३२

અન્ન, વસ્ત્ર, ઔષધાદિકે કરી અંધ, પાંગુળાદિક નિર્ધનોનું રક્ષણ કરવુ, સન્યાસીઓ તથા વિરક્તોને અન્ન વસ્ત્ર આપવું, પણ કદાપી કાળે રોકડું ધન આપવું નહીં. ૧૩૨

देवाद्यनुपयुक्तानि नवान्नादीनि कर्हिचित् ॥
नाश्नीयान्नवदेत्क्रूरं नाश्लीलं न च खेदयेत् ॥१३३॥

નવિન અન્ન, ફળફળાદિક વસ્ત્ર સહિત ઘરમાં લાવીએ ત્યારે તે પ્રભુના ઉપયોગમાં લીધા વિના કોઇ દિવસ વાપરવું નહીં, ક્રોધયુક્ત, લજ્જો રહિત અમંગળ ભાષણ કરવું નહીં, અને કોઇનો આત્મા દુખાવવો નહીં. ૧૩૩

अभ्युत्थानानि गमनादिना गुरुमहात्मनः ॥
सत्कुर्याच्च सतां ग्राह्य उपदेशो न दूषणम् ॥१३४॥

જ્યારે ગુરૂદેવ પધારે ત્યારે ઉઠી ઉભા થવું, સામા જઇ પધરાવી લાવવા, તેમનો સત્કાર કરવો, બીજા પણ વૈષ્ણવોનો યથાયોગ્ય સત્કાર કરવો, મોટાઓ જે ઉપદેશ કરે તે ગ્રહણ કરવો પણ તેમના દોષ જોવા નહીં. ૧૩૪

यांन्यस्माकं सुचरितानीतिश्रुतिवचो यतः ॥
सेवेत मादकं नैव न स्त्रीलब्धैर्न नास्तिकैः ॥१३५॥

કારણ કે તૈત્રી શાખાની શિક્ષા ઉપનિષદમાં કહ્યું છે જે, ગુરૂ મહાત્માઓનાં સદાચરણ હોય તેજ ગ્રહણ કરવાં પણ તેથી બીજાં આચરણો ગ્રહણ કરવાં નહીં અને મદીરા, અફીણ, તમાકુ, ગાંજા વીગેરે કેફી, જીવને પરાધીન કરનારા પદાર્થો ગ્રહણ કરવા નહીં, સ્ત્રી લંપટ, નાસ્તિક, જાદુગર, કીમીયાગર વિગેરે નિંદાયેલા દુર્જનોનો સંગ કરવો નહીં. ૧૩૫

न स्तेनैर्नापि नीचैश्च संभाषाद्यं नचाऽऽचरेत् ॥
वीभत्साशुचि वासांसि नासच्चित्राणि लोकयेत् १३६

ઘાતકી, અતિ નીચ મનુષ્ય સાથે ભાષણ કરવું નહીં તથા સ્પર્શ કરવો કરવો નહીં, અયોગ્ય ચિત્રયુક્ત મેલાં વસ્ત્ર પહેરવાં નહીં, તેમજ અપવિત્ર અમર્યાદવાળાં ચિત્ર વીગેરે જોવાં નહીં. ૧૩૬

हरेरनन्याश्रितःस्यान्न देवान्तरमाश्रयेत् ॥
हर्यंशत्वान्नैव निन्देद्देवा नारायणाङ्गजाः ॥१३७॥

શ્રી હરિનો અનન્ય આશ્રય કરવો, અન્ય દેવનો આશ્રય કરવો નહીં, તેમ દેવતાઓ ભગવાનના અંશ છે તેથી તેમની નિંદા પણ કરવી નહીં, શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે દેવતાઓ સર્વ પ્રભુના અંશથી થયા છે અને અંગરૂપ છે. ૧૩૭

श्रौते स्मार्त्ते यथाशास्त्रं तानर्चेत्प्रतिवत्सरं ॥
सरस्वत्यादिकं पूज्यं सर्वत्राद्वैतभावनात् ॥ १३८ ॥

શ્રૌત સ્માર્ત્ત કર્મમાં શાસ્ત્ર વિધિ પ્રમાણે પ્રસ્થાવાદિકમાં તે દેવતાઓનું પૂજન કરવું, તેમ સર્વત્ર અદ્વૈત ભાવનાથી પ્રતિ વર્ષ સરસ્વતી પૂજનાદિ તથા માંકડી પૂજા કરવી. ૧૩૮

जलं स्नेहं पयो वस्त्रपूतमन्नं च शोधितम् ॥
शाकादिकं च गृह्णीयान्नच चर्मोदकं पिबेत् १३९

જળ, તેલ, દુધ વીગેરે રસ યોગ્ય રીતે ગાળવા અને અન્ન શાકાદિકને પણ યથાયોગ્ય શોધ કરી ઉપયોગમાં લેવું. ચર્મજળ જે, કોશ, પખાલ, બોખ વગેરેનું પાણી પીવું નહીં. ૧૩૯

शैवान्पाशुपतान् बौद्धान् नास्तिकान्वेदनिन्दकान् ॥
महापातकिनस्स्तेनान्पुंश्चलीर्व्यभिचारिणः ॥ १४० ॥
चण्डालं रजकादींश्चाशौऽचि शाक्त रजस्वला ॥
म्लेच्छान्देवालकान्धर्मध्वजान्विप्रान्विकर्मणः १४१
काकोलुकं ताम्रचूडं शृगालव्यालगर्दभान् ॥
पल्ली श्वनो वराहोष्ट्रादिकान्सस्नेहमस्थि च ॥१४२॥
विण्मूत्रश्लेष्मदन्काष्टभस्मदारुचिताभवम् ॥
न द्धूमाद्यशुचिस्पृष्ट्वा सचैलो जलमाविशेत् ॥१४३॥

શૈવ પાશુપત્ય એટલે કાપાલિક લિંગાયત, બૌદ્ધ, નાસ્તિક, વેદનિંદક. મહાપાપી, પુંશ્ચલી સ્ત્રી, વ્યભિચારી પુરૂષ, (૧૪૦) ચંડાળ, ધોબીને આદ્ય લઇને અધર્મયુક્ત, સુતકી, શાક્ત, રજસ્વલા, મ્લેચ્છ, દેવાલક, ધર્મદ્વેષી, કર્મહીન બ્રાહ્મણ, (૧૪૧) કાગડો, ઘુડ, કુકડો, શિયાળ, સર્પ, ગરધવ, ગરોળી, શ્વાન, ભુંડ, ઉંટને આદ્ય લઇને પ્રાણી તથા લીલું હાડકું (૧૪૨) વીષ્ટા, મુત્ર, લિટ, દાતણની ચીરીઓ, સ્મશાનનું કાટ, સ્મશાનની ભસ્મ તથા ધુમાડો વિગેરે શાસ્ત્રમાં નિષેધ કરેલાં પદાર્થોને સ્પર્શ કરવામાં આવે તો વસ્ત્રો સહિત સ્નાન કરવું. ૧૪૩

आवश्यकश्चेत्म्लेच्छाद्यैर्व्यवहारः कलेर्बलात् ॥
व्यावहारिकवस्त्राणि त्यक्त्वा स्नात्वा गृहे चरेत् १४४

કલિના બળથી કદાપી મ્લેચ્છાદિકો સાથે વ્યવહારમાં આવશ્યક્તા પડતી હોય તો તે વ્યવહારિક વસ્ત્રોને જુદાં મુકી સ્નાન કરી ગૃહ કાર્ય કરવું. ૧૪૪

"आचारः प्रथमो धर्म" इत्युक्त्या तन्नलङ्घयेत् ॥
दीक्षावर्णाश्रमकुलाद्याचारं सर्वथा चरेत् ॥ १४५ ॥

આચારને મુખ્ય ધર્મ કહ્યો છે માટે તેનું ઉલ્લંઘન કરવું નહીં, દીક્ષા ધર્મો, વર્ણાશ્રમ ધર્મો, કુલાદિક સદાચારોનું સર્વથા આચરણ કરવું. ૧૪૫

गर्भाधानादिसंस्कारान्वैदिकान्कर्मनिर्मलं ॥
कुर्वीत श्रद्धया शक्त्या निष्कामो हरितुष्टये १४६

ગર્ભાધાનાદિક સ્માર્ત તથા અગ્નિ હોત્રાદિક શ્રૌતાદિકનું શુદ્ધ કર્મ યથા શક્તિ શ્રદ્ધા પૂર્વક નિષ્કામપણાથી હરિપ્રાપ્તિના અર્થે કરવાં. ૧૪૬

હવે પ્રવાસ ધર્મો કહીએ છીએ

ग्रामांतरं व्रजन्पानपात्रं रज्जुं च पुस्तकम् ॥
क्षौममान्हिकसाहित्यं शौचपात्रं ततः पृथक् ॥१४७॥
धर्मोपयोगियत्किंचिन्नयेच्छ्रीहरिसंपुटम् ॥
नापद्यपि त्यजेद्धर्मान्दीक्षावर्णाश्रमोद्भवान् ॥१४८॥

જ્યારે પ્રવાસે જવું હોય ત્યારે પાસે જલપાત્ર, દોરી, નિત્યપાઠનું પુસ્તક, પહેરવાનું રેશમી વસ્ત્ર, જળ ગળવાનું વસ્ત્ર, પોતાનાં નિત્ય કર્મનું સાહિત્ય, શૌચ જવાનું પાત્ર (જુદું રાખવું), ધર્મને ઉપયોગી જે કોઇ શ્રી હરીની સેવા કરવાનું સંપુટજી વીગેરે સાથે રાખવું; આપત્તિકાળે પણ પોતાના દીક્ષા ધર્મો તથા વર્ણાશ્રમ ધર્મોનો ત્યાગ કરવો નહીં. ૧૪૭-૧૪૮

न स्वार्थे गुरुदेवस्वं योजयेत्करुणो भवेत् ॥
केचित्साधारणा दीक्षाधर्मेष्विह सनीतयः ॥१४९॥
आवश्यका वैष्णवानां यस्मात्तस्मान्निरूपिताः ॥
एवं स्वधर्मसंपन्नो हरिसेवां समाचरेत् ॥ १५० ॥

પોતાના સ્વાર્થને માટે ગુરૂ તથા દેવનો અંશ ઉપયોગમાં ન લેવો તેમજ દૈન્યપણું બતાવીને પણ ઉક્તઅંશ ઉપયોગમાં લેવો નહીં.

આ સ્થળે દીક્ષા ધર્મોને વિશે કેટલા એક નીતિ પૂર્વક સાધારણ ધર્મો તથા વૈષ્ણવોના આવશ્યક ધર્મો તે કહી બતાવ્યા. એજ રીતે વર્ણાશ્રમ ધર્મ તથા વૈષ્ણવ ધર્મથી યુક્ત થઈ શ્રીહરીની સ્નેહયુક્ત સેવા કરવી. ૧૫૦

निष्कामस्य हि धर्मस्य हरिसेवैव सत्फलम् ॥
तां विना विफलः सर्वः सैवमुक्तिकरी कलौ १५१

હવે સાધારણ રીતે સેવા ધર્મો કહીએ છીએ—નિષ્કામ ધર્મનું સુંદર ફળ ભગવત સેવાજ છે, તે સેવા વિના સર્વે નિષ્ફળ છે અને આ કલિયુગમાં શ્રી હરિની ભક્તિજ મોક્ષ ફળ આપનાર છે. ૧૫૧

निवेदितात्मा गुरुणा दत्तां प्राप्यहरेस्तनुं ॥
तदाज्ञप्रकारेण सेवेत श्रद्धया सदा ॥ १५२ ॥

નામ બ્રહ્મ સંબંધ વીગેરે લીધેલા વૈષ્ણવોએ શ્રી ગુરૂએ સેવ્ય કરી આપેલા શ્રી ઠાકોરજીની, ગુરૂની આજ્ઞા પ્રમાણે સર્વદા સેવા કરવી. ૧૫૨

तनुजा वित्तजा सेवा देवानामपि दुर्लभा ॥
कर्त्तव्या परमप्रेम्णा शक्त्या लब्धोपचारतः ॥१५३॥

શ્રી હરિની તનુજા અને વિત્તજા સેવા દેવતાઓને પણ દુર્લભ છે માટે પરમ પ્રેમ રાખી પોતાની શક્તિ પ્રમાણે સમયાનુસાર જે મળી આવે તે પદાર્થોથી શ્રી પ્રભુની સેવા કરવી. ૧૫૩

" यैर्जन्मलब्धं नृषु भारताजिरे
मुकुन्दसेवोपयिकं स्पृहा हि नः " ॥
" नैच्छन्नृपस्तदुचितं महता मधुद्विट्
सेवानुरक्तमनसामभवो ऽपि फल्गुः " ॥ १ ॥

" એમ શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે કે, જે મનુષ્યોને ભગવત સેવાને ઉપયોગી દેહ આ ભરતખંડમાં મળી છે. તેવા શરીરને દેવલોકવાસી પણ ઇચ્છે છે, ભગવાનની સેવામાં આસક્ત ચિત જે મનુષ્યોનાં છે તેઓને મોક્ષ પણ તુચ્છ છે." ( ૧ચરણ ઇંદ્રિવંશા, ૨ વંશસ્થ, ૩-૪વસંતતિલકા.)

नेच्छन्ति सेवया पूर्णाः कुतोऽन्यत्कालविप्लुतं " ॥
इत्यनेकत्र शस्तेयं कार्याऽवश्यं तु वैष्णवैः ॥१५४ ॥

ભગવત સેવાના રસિકજનો બ્રહ્મલોકને તથા ચાર પ્રકારના મોક્ષને ઇચ્છતા નથી ત્યારે થોડા કાળમાં નાશ પામનાર સ્વર્ગાદિકને કેમ ઇચ્છે ? એવી રીતે શ્રીમદ્‌ભાગવતાદિકમાં પ્રતિપાદન કરેલી શ્રી હરિની સેવા અવસ્ય વૈષ્ણવોએ કરવી. ૧૫૪

श्रीहरेस्सहजो दासो जीवोंशः स्वांशिनं भजेत् ॥
अभजंस्तं तदीयंतु यो भुङ्क्ते स्तेन एवसः १५५

શ્રી હરિનો સ્વતસ્સિદ્ધદાસ ભગવાનનો અંશ રૂપ જીવ પોતાના સેવ્ય ભગવાનને અવસ્ય ભજે અને તેમના આપેલા ઉચ્છિષ્ટ પદાર્થોનો ઉપભોગ કરી તેમનું ભજન ન કરે તો તેને ચોર જાણવો. આ અભિપ્રાય ભગવદ્ ગીતામાં પણ સિદ્ધ થાય છે. ૧૫૫

कुर्याद् भगवदुद्देशाद् गृहकार्याणि सर्वशः ॥
गृहशुश्रूषणं कुर्यात्तद्दासवदमायया ॥ १५६॥

શ્રી હરિને ઉદ્દેશીને સર્વે ઘરનાં કાર્યો કરવાં અને ભગવત મંદિરમાં કપટ મુકી દાસની પેઠે બુહારી પોતાનાં આદિ લઈ તમામ સેવા યોગ્ય અધિકાર પ્રમાણે કરવી. ૧૫૬

**सायं प्रातः शुचिर्भूत्वा प्रेम्णा वात्सल्यपूरितः ॥**
**आनन्दपूर्णः कुर्वीत सेवां हरियशो गृणन् ॥१५७॥**

સાંજ સવાર સ્નાનાદિથી પવિત્ર થઈ પરમસ્નેહ વાત્સલ્યતા રાખી શ્રી હરિના ગુણો ગાતાં થકાં આનંદથી સેવા કરવી. ૧૫૭

**सेवाऽनवसरे ग्रन्थान्गीताभागवतादिकान् ॥**
**आचार्यदर्शितदिशाऽभ्यस्येत्तत्त्वविचिंतकः ॥१५८॥**

સેવાના અવકાશમાં શ્રીગીતાજી, શ્રીમદ્ભાગવત, શ્રીવ્યાસસૂત્ર વિગરે ગ્રંથોનો શ્રીમૂદાચાર્યદર્શિત રીતિથી તત્વવિચારપૂર્વક વેદાંતનો અભ્યાસ કરવો. ૧૫૮

**दुष्टेभ्यो गोपयेद्धर्मं सेवार्थं धनमर्ज्जयेत् ॥**
**हर्यर्थं पुत्रदारादौ प्रीयंत स्वकृते नतु ॥ १५९ ॥**

દૂષ્ટોથી પોતાનો ધર્મ ગુપ્ત રાખવો, ભગવત સેવાર્થ ધન સંપાદન કરવું, ભગવત સેવામાં ઉપયોગી છે એમ જાણી પોતાનાં સ્ત્રી પુત્રાદિકમાં પ્રીતિ રાખવી, પણ પોતાના સ્વાર્થને માટે ન રાખવી. ૧૫૯

**न देहगेहयोः कुर्यादहं मम मतिं मृषा ॥**
**रुषातृषाविरहितो नित्यं ध्यायेद्वृषाकपिं ॥ १६० ॥**

દેહને વિષે અહંતા અને ઘરને વિષે મમતા મુકી રોષ તથા તૃષ્ણાથી રહિત થઇ ધર્મના રક્ષક ભગવાન છે એમ વિચારી મનમાં સદાય ભગવાનનું ધ્યાન રાખવું. ૧૬૦

**स्वाचार्यैः श्रीविठ्ठलेशैस्तथा श्रीपुरुषोत्तमैः ॥**
**कृतान् श्रीहरिरायाद्यैर्ग्रंथान्श्रीद्वारिकेश्वरैः ॥१६१॥**
**संस्कृतान्प्राकृतान्पश्येत्पर्वयात्रोत्सवादिकम् ॥**
**कुर्य्यात्तदनुसारेण विचारेण सुचारुणा ॥ १६२ ॥**

શ્રીમદાચાર્યજી મહાપ્રભુજી, શ્રીમદ્ગોસ્વામી વિઠ્ઠલાચાર્યજી મહાપ્રભુજી, શ્રીગોકુલનાથજી, શ્રીપુરૂષોત્તજી, શ્રીહરિરાયજી, શ્રીદ્વારકેશજીને આદિ લઇ સર્વે આચાર્યોના પ્રગટ કરેલા સંસ્કૃત તથા પ્રાકૃત ગ્રંથો જોઇ પર્વ યાત્રા ઉત્સવ વ્રત વિગેરે તે ગ્રંથોના અનુસાર સારા વિચારપૂર્વક કરવાં. ૧૬૧-૧૬૨

एकादश्यो जयन्त्यश्च कर्त्तव्या विधिना ध्रुवम् ॥
व्रतान्तरं न कर्त्तव्यं वैष्णवैस्तु पतिव्रतैः ॥ १६३ ॥

અનન્ય પતિવ્રત વૈષ્ણવોએ ચોવીશ એકાદશી અને ચાર જયંતિ પોતાની રીતિ પ્રમાણે કરવી, બીજાં કોઈ વ્રત કરવાં નહીં. ૧૬૩

मूलग्रंथाविरुद्धोंशो भाषाग्रंन्थेषु दृश्यते ॥
मान्यो नान्योऽत्रमान्यो हि ज्ञेयोऽसौधूर्त्तकल्पितः १६४

આપણા આચાર્યોના મૂળ ગ્રંથોથી ભાષા ગ્રંથોમાં જે કાંઈ વિરૂદ્ધ દેખાય છે તેટલો ભાગ ધર્મદ્વેષિ ધૂર્ત્તલોકોએ વૈષ્ણવનો વેશ ધરીને નવિન કલ્પેલો છે તેમ જાણી તેવા વિરૂદ્ધ ભાગને આગ્રહપૂર્વક ત્યાગ કરવો. ૧૬૪

હવે મર્યાદના ધર્મો કહીએ છીએ.

अतिसूक्ष्मा धर्मगतिर्दुःपरीक्ष्या विशेषतः ॥
जने धनेन मलिने कलिनेह कृते सति ॥ १६५ ॥
संक्रामन्ति हि पापानि संसर्गेण परस्परम् ॥
तैलमप्स्वेव कः कस्य प्रच्छन्नं वेद पातकं ॥१६६॥

ધર્મની ગતિ અતિ સૂક્ષ્મ ઝટ પરીક્ષામાં ન આવે એવી છે અને બળવાન કલિયુગના યોગથી ધનાદિકમાં ઉન્મદ થયેલા લોકો છે તેથી પાપી મનુષ્યોનો સંસર્ગ કરવાથી સંગ કરનારમાં પાપ ફરે છે તેથી કોઇના ગુપ્ત પાપની ખબર પડતી નથી; ( માટે પાપીઓના સંસર્ગ દોષથી મનુષ્યોની બુદ્ધિ ભગવત ધર્મથી ચલાયમાન ન થાય તેને સારૂ. ) ૧૬૫ ૧૬૬

अतः कृता स्वधर्मार्थं नानामन्तुषु जन्तुषु ॥
स्वाचार्यैस्सुविचार्यैव धुर्या मर्यादया दया ॥१६७॥

શ્રીમદાચાર્યજીએ સદોષ જીવો વર્ણાશ્રમ ધર્મથી નષ્ટ થયા જોઇ તેમના ઉદ્ધારાર્થે સારો વિચાર કરી સ્વધર્મ રક્ષાર્થે દયા કરી મર્યાદ પ્રગટ કરી છે. ૧૬૭

यत्नात्प्रत्नाचारनिष्ठा दीक्षितैस्सुपरीक्षितैः ॥
व्यवहारं वारिपानाभ्यवहारादिमं चरेत् ॥ १६८ ॥

પ્રીતિપૂર્વક પ્રાચિન આચારમાં નિષ્ઠા રાખી સારી રીતે પરીક્ષા કરેલા મર્યાદી વૈષ્ણવોએ મર્યાદી સાથેજ જળપાન સહભોજન વ્યવહાર રાખવો, અમર્યાદીથી સ્વધર્મની સાવધાની રાખવી. ૧૬૮

**भोज्यं स्वधर्ममर्यादानिष्ठवैष्णवपाचितं ॥**

**वर्णजात्यविरोधेन नतु तत्संकरं चरेत् ॥ १६९ ॥**

તેથી આરા સ્વધર્મનિષ્ઠ મર્યાદીની કરેલી રસોઇ વર્ણાશ્રમ ધર્મનો વિરોધ ન આવે તેમ ગ્રહણ કરવી પણ વર્ણાશ્રમ ધર્મનો લોપ થાય તેમ કરવું નહીં. ૧૬૯

**मार्यादिकैर्वर्जनीयो विषयो विषसन्निभः ॥**

**नासत्मलापासत्संगाऽन्याश्रयानाऽऽचरेत्कचित् १७०**

મર્યાદી વૈષ્ણવોએ વિશેષ કરીને વિષરૂપ વિષય સુખનો ત્યાગ કરવો, અસત્ય આલાપ એટલે વૃથા બોલવું નહીં, અને અસત્યસંગ એટલે પ્રભુથી વિમુખ કરાવનારો કોઇનો પણ સંગ કરવો નહીં, અન્યાશ્રય એટલે પ્રભુ વિના બીજા દેવતા મનુષ્ય વિગેરે કોઇનો પણ આશ્રય કરવો નહીં. ( અને અસમર્પિત એટલે પોતાના સંપ્રદાઇક સેવ્ય પ્રભુને ધર્યાવિના કોઇ પણ પદાર્થ સર્વથા ખાવું, પહેરવું, સુંઘવું, નહીં. વૈષ્ણવોએ આચાર ધર્મનો અતિ આગ્રહ રાખવો.)

**स्वधर्मनिष्ठा श्रवणकीर्त्तनस्मरणानि च ॥**

**सेवनं च विशेषेण कर्त्तव्यं कर्म वैदिकम् ॥१७१॥**

પોતાના *સ્વધર્મમાં નિષ્ઠા રાખી ભગવત સેવા, કથા, શ્રવણ,કિર્ત્તન સ્મરણાદિક વૈદિક કર્મો અવસ્ય કરવાં. ૧૭૧

**पूर्वमुक्ता वैष्णवेषु धर्मास्साधारणा हि ये ॥**

**पालयेत्तान्प्रयत्नेन समार्यादिकमुच्यते ॥ १७२ ॥**

જે વૈષ્ણવોના પ્રથમ સાધારણ ધર્મો કહ્યા છે તે સર્વે પ્રયત્ન કરી પાળે તેનેજ મર્યાદિ વૈષ્ણવો જાણવા. ૧૭૨

**भार्यादिरनुकुलश्चेत्कारयेद्भगवत्क्रियां ॥**

**उदासीने स्वयं कुर्यात्प्रतिकूले गृहं त्यजेत् १७३**

અનુકળ સ્ત્રી પુત્રાદિક સહિત ભગવત સેવા કરવી અને જો તે સેવામાં પ્રીતિશૂન્ય હોય તો પોતાની જાતે કરવી અને સેવામાં આપણને વિરૂદ્ધ કરતા હોય તો ઘરનો ત્યાગ કરવો. ૧૭૩

હવે વિરક્ત વૈષ્ણવોના ધર્મો કહીએ છીએ. —

**कलेर्बलेन सन्यासं नोकुर्यात्मनाश्रयंत् ॥**

**मनसा सर्वसन्त्यागी विरक्तो भक्त उच्यते ॥१७४॥**

કલિયુગના બળથી સન્યાસ ધર્મ ન બની શકે માટે સન્યાસ આશ્રમ ગ્રહણ ન કરતાં મનથી સર્વ સંગનો ત્યાગ કરી વિરક્ત થઇ ભગવતભક્તિ કરે તેનેજ ત્યાગી ભક્ત કહેલો છે. ૧૭૪

प्रायः प्रायेण ये धर्मा भिक्षावर्ज निरूपिताः ॥
त एव स्युर्विरक्तस्य विषयाद्यतिवर्जनात् ॥१७५॥

ઘણું કરીને સન્યાસીઓના ધર્મો કહ્યા છે તે સર્વે વિરક્તોનેજ પાળવા અને વિષય વિગેરેનો સર્વથા ત્યાગ કરવો અને કાચા અન્ન શિવાય પક્વ અન્નની ભિક્ષા માગવી નહીં. ૧૭૫

न स्त्रीप्रायेस्वपेद्गेहे न स्त्रीभिः सह संविशेत् ॥
नैकान्ते चालपेत्स्त्रीभिः स्त्रियो नरकहेतवः ॥१७६॥

સ્ત્રી છે તેજ નરકનું કારણ છે માટે વિરક્ત વૈષ્ણવોએ સ્ત્રીઓવાળા ઘરમાં સુવું નહીં, સ્ત્રીઓ સાથે બેસવું નહીં, અને સ્ત્રી સાથે ભાષણ પણ કરવું નહીં. ૧૭૬

अर्थः पञ्चदशानर्थमूलं तं दूरतस्त्यजेत् ॥
सुवर्ण वीक्ष्यविड्वर्ण निर्लोभो निस्पृहः सुखी १७७

સર્વ અનર્થનું મૂળ ધનજ છે તેથી તેનો દુરથીજ ત્યાગ કરવો, સુવર્ણને વીષ્ટા તુલ્ય જાણી લોભ મુકી નિષ્પૃહ થઈ ભગવંત સુખનો અનુભવ કરવો. ૧૭૭

उपयोगीनि वस्त्राणि पात्रमौदुंबरं शुचिं ॥
द्विमुखं धारयेच्छन्नं तदलाभे त्वलांबुजम् ॥१७८॥

જરૂર ઉપયોગમાં આવે એટલાંજ વસ્ત્ર, બે મુખનું ત્રાંબાનું પાત્ર, ( એટલે કરવો ) અથવા તુંબડું સૌચાર્થે જુદું પાસે રાખે. ૧૭૮

मार्यादिकैस्स्वजातीयैर्वैष्णवैः पाचितं शुचिं ॥
हरेः प्रसादमश्नीयाद्देहधृत्या अलोलुपः ॥ १७९ ॥

મર્યાદી સ્વજાતિ વૈષ્ણવોના હાથનોજ મહાપ્રસાદ શરીરધારણા સાટે લે અને જીવ્હાલંપટ થઇ સ્વાદની સ્પૃહા ન રાખે. ૧૭૯

"तदलाभे तु भिक्षेता" मंजनाद्धर्मनिष्ठितः ॥
पूर्येत यावता कुक्षिर्न भिक्षालंपटो भवेत् ॥१८०॥

તેવા મર્યાદિ વૈષ્ણવો ન હોય તો સ્વધર્મનિષ્ઠ મનુષ્યોની પાસેથી કાંઈ અન્ન ભીક્ષા માગી લાવવું. તે પણ પોતાને એક દિવસ ઉપયોગમાં આવે તેટલુંજ લેવું, અધિક લેવું નહીં. ૧૮૦

पक्त्वाशुचौ प्रदेशे तत् श्रीकृष्णाय समर्पितम् ॥
प्राश्याचारेण पात्रादि शोधयेत्राशुचिर्भवेत् १८१

તે અન્નથી રસોઈ પવિત્ર સ્થાનમાં કરી શ્રીપ્રભુજીને ભોગ ધરી પ્રસાદ લઇ પાત્ર પૃથ્વી વીગેરે આચાર પ્રમાણે તત્કાળ શુદ્ધ કરી પવિત્ર રહેવું, અનાચાર કરવો નહીં. ૧૮૧

अशनान्नेन्द्रियप्रीतिर्लोभो जीवेत यावता ॥
जीवस्य तत्वजिज्ञासा नार्थोयश्चेह कर्मभिः ॥१८२॥

જેટલાથી શરીરનો નિર્વાહ થાય તેટલોજ પ્રસાદ લેવો પણ ઈંદ્રિઓના સ્વાદના અર્થે લેવો નહીં, ભોજનનું ફળ જીવવું છે, અને જીવવાનું ફળ ભગવદ સેવા તથા સ્વરૂપનું ચિંતવન છે, કાંઇ વિષયાદિક સુખમાં મગ્ન થવું અથવા દ્રવ્ય મેળવું એ જીવવાનું ફલ નથી. ૧૮૨

अलुब्धो ग्राहयेद्धर्ममुपदेशेन वैष्णवान् ॥
यतो जीवाविमुच्येरन्न सत्कर्म ततः परम् ॥१८३॥

વિરક્તોએ લોભ રહિત રહીને વૈષ્ણવોને ધર્મનો ઉપદેશ કરવો, જેમ જીવોનો ઉદ્ધાર થાય તેજ સારૂં સત્કર્મ છે, કોઇને ભગવદ પ્રાપ્તિનો માર્ગ બતાવવો તેથી બીજું મોટું સર્વોત્કૃષ્ટ કર્મ છેજ નહીં. ૧૮૩

जीवाभय प्रदानस्य ह्युत्कर्षः सर्वतः स्मृतः ॥
भक्तास्त एव शस्यन्ते सर्वभूत हिते रताः ॥१८४॥

જીવને અભય એટલે મોક્ષ આપનાર અર્થાત્ જ્ઞાન આપનારનો ઉત્કૃષ્ઠ સર્વ શાસ્ત્રોમાં કહેલો છે, સર્વ પ્રાણી માત્રનું હિત કરનાર ભક્તજ શાસ્ત્રમાં શ્રેષ્ઠ કહેલા છે. ૧૮૪

तीर्थं सार्थाभिषेवेत समर्थान्दोषदाहने ॥
यत्र यत्र हरेर्लिङ्गं देवर्ष्याद्यैः प्रतिष्ठितम् ॥१८५॥

વિરક્તો એ દોષદાહક ભગવત તીર્થોનું સેવન કરવું, દેવાદિકે પ્રતિષ્ઠિત કરેલાં ભગવત સ્વરૂપો હોય ત્યાં ત્યાં નિવાસ કરવો. ૧૮૫

महत्सेवा मुक्तिहेतुः पुण्यतीर्थनिषेवणम् ॥

व्रजादौ निवसेद्रुच्या यथा दुष्येत नो मनः ॥१८६॥

મહત્પુરૂષોની સેવા તથા પૂજ્ય તીર્થોમાં નિવાસ એ મોક્ષને આપનાર છે તેથી પ્રજાદિક હરકોઇ ભગવતસ્થાનમાં પોતાની રૂચિ પ્રમાણે જેમ મનમાં કોઈ પ્રકારે દોષ ન ઉપજે તેવી રીતે નિવાસ કરવો. ૧૮૬

હવે મંડાણનો પ્રકાર કહીએ છીએ.

वैष्णवान्भोजयेद्भक्त्या वर्णधर्मपुरस्सरम् ॥

वैष्णवे बन्धुसत्कारः कर्त्तव्यो हरिणोदितः ॥१८७॥

વર્ણાશ્રમ ધર્મનો લોપ ન થાય તેવી રીતે ભક્તિપૂર્વક વૈષ્ણવોને ભોજન કરાવવું, વૈષ્ણવોને પોતાના બંધુવત્ માનવા, એવી રીતે શ્રીપ્રભુજીના વચનો એકાદશ સ્કંધમાં છે. ૧૮૭ .

श्रुतिस्मृतिपुराणेषु तत्र तत्र हरेर्जनाः ॥

विस्तरेण प्रशस्यंते प्रमाणोक्त्याऽऽकृतं ततः १८८

શ્રુતિ, સ્મૃતિ, પુરાણોમાં ભગવત ભકતોનું મહાત્મ્ય કહેલું છે તેથી તે વિષે પ્રમાણ વચનો લખવાની જરૂર નથી. ૧૮૮

भोजने पंक्तिभेदाद्यैर्वर्णभेदो न लंघयेत ॥

हरेः प्रसादमश्नीयुः पाचितं वैष्णवैर्द्विजैः ॥१८९॥

ભોજનમાં પંક્તિભેદ કરવા, વર્ણાશ્રમ ધર્મનુ ઉલ્લંઘન કરવું નહીં, વૈષ્ણવોએ મર્યાદી બ્રાહ્મણોના હાથનોજ મહા પ્રસાદ લેવો. ૧૮૯

भोजनाच्छादनैः पोष्या विरक्ता हरिसेवकाः ॥

नतु तेभ्यो धनं दद्याद्धनमुन्मादसाधनम् ॥१९०॥

અન્ન વસ્ત્રાદિકથી ગ્રહસ્થ તથા વિરક્ત વૈષ્ણવોનું યથાયોગ્ય પોષણ કરવું પણ વિરકતોને ધન આપવું નહીં, કારણકે ધન છે તે ઉન્માદનું કારણ છે ( તેથી તે વિરકતને હાની પહોંચાડે છે. ) ૧૯૦

गुणगाने प्रसक्तानां भक्तानां भोजनादिना ॥

तुष्येद्भक्त्यात्मभावस्थोऽत्यन्तं भक्तप्रियो हरिः १९१

ભગવતગુણાનુવાદમાં આસક્તિવાળા વૈષ્ણવોને ભક્તિ પૂર્વક પ્રસાદ લેવરાવવાથી ભક્તિપ્રિય ભકતના હૃદયમાં રહેનારા ભગવાન પ્રસન્ન થાય છે. ૧૯૧

शक्तौ सत्यां वैष्णवानां पोषणं हरितोषणम् ॥
कुर्यादन्नमखं दुःखशोषणं दोषमोषणम् ॥ १९२ ॥

શક્તિ હોય તો વૈષ્ણવોના પોષણ સારૂ અન્નયજ્ઞ (અન્નસત્ર )ભંડાણ વિગેરે સત્કાર્યો કરવાં જેથી દોષનો નાશ થાય છે અને શ્રી પ્રભુજી અત્યંત પ્રસન્ન થાય છે. ૧૯૨

स्वतः संहत्य वोद्योगं कृत्वा नाश्रितवैष्णवान् ॥
कुर्याद्भोजयितुं सत्रं योग्यस्थानेषु शाश्वतम् १९३

પોતાથી બને તો પોતે, નહીં તો કેટલાએક દ્રવ્ય પાત્ર વૈષ્ણવો એકઠા થઈ સ્વમાર્ગી વૈષ્ણવોને પ્રસાદ લેવરાવવા સારૂ યજ્ઞ સ્થાનમાં ઘણા દિવસ ચાલે તેવાં અન્નસત્ર કરવાં. ૧૯૩

तथैव पाठशालाश्च शिष्यान्नाच्छादनादिभिः ॥
कार्याः पोष्याश्च विद्वांसो विप्रा धर्मोपदेशकाः १९४

તેમજ પોતાથી બને તો પોતે અથવા બીજા દ્રવ્ય પાત્રની સહાયતા લઈ સ્વમાર્ગી વૈષ્ણવો તથા બ્રાહ્મણોને ભણાવવા સારૂ પાઠશાળાઓ કરાવવી, જેમ અખંડ ભૂમંડલાચાર્ય જગદ્ગુરૂ ગોસ્વામી શ્રી યદુનાથજી મહારાજે સુરતમાં કરી છે તે પ્રમાણે ભણનાર શિષ્યોને અન્ન વસ્ત્રાદિ પુસ્તકો વિગેરેની મદદ કરવી, તેમજ ધર્મના ઉપદેશ કરનાર વિદ્વાનોનું પોષણ કરવું. ૧૯૪

प्रचारयेद्यथा योग्यं सदग्रन्थान्तत्वबोधकान् ॥
भवाब्धिं यैस्तु सन्तीर्य प्राप्नुयुः श्रीहरिंजनाः १९५

તત્વ બોધ કરનાર ઉત્તમ ગ્રંથોનો યથાયોગ્ય પ્રચાર કરવો તથા કરાવવો, જે ગ્રંથો ભણવાથી મનુષ્યો સંસાર સમુદ્ર તરી શ્રી હરિને પામે છે તેમ જાણી નિર્પેક્ષ થઇ ધર્મ કરી જરૂર વિદ્યાભ્યાસ કરવો. ૧૯૫

હવે બ્રહ્મનું સ્વરૂપ કહીએ છીએ—

ईशोऽनुमेयः कार्येण निश्चयः श्रुतितः श्रुतिः ॥
कार्याकार्येशस्वरूपमोक्षादिबोधिकाऽस्यवाक् १९६

કાર્યથી કર્તાનું અનુમાન થાય છે, જેમ ઘડાને જોવાથી તેનો કરનાર પાસે નથી તો પણ કર્તાનું અનુમાન થાય છે, કોઈ દિવસે કર્યા વિના એની મેળે ઘડો થતો નથી તેમજ આ વિચિત્ર જગત જોવાથી જગતના

કર્ત્તા ઇશ્વરનું અનુમાન થાય છે, તે ઇશ્વરના સ્વરૂપનો નિશ્ચય શ્રુતિથી થાય છે, કાર્ય જે જગત્, અને અકાર્ય જે અહંતા મમતા રૂપ સંસાર, અથવા કાર્ય જે પુણ્ય, તથા અકાર્ય જે પાપ, પરમેશ્વર તથા મોક્ષ બંધાદિકના સ્વરૂપને જાણવનાર જે ( ઇશ્વરરૂપ ઇશ્વરની ) વાણી તેને શ્રુતિઓ કહે છે.' ૧૯૬

**सर्वालौकिकधर्मेशः साकारः सर्वशक्तिभृत् ॥**
**सर्वज्ञः सच्चिदानन्दो विभुर्जन्मादिकारणम् ॥१९७॥**

તે પરમેશ્વર સર્વ અલૌકિક ધર્મવાન આકાર સહિત સર્વશક્તિમાન, સર્વજ્ઞ, વ્યાપક, જગતની ઉત્પત્તિ સ્થિતિ સંહારાદિકના કારણ છે. ૧૯૭

**रत्यै स्वतोऽसृजत्सर्वं स बहुस्यामितीच्छया ॥**
**जडजीवान्तरात्मानः सदादिभ्यः स्फुलिंगवत् १९८**

તે પ્રભુએ હું બહુ પ્રકારે થાઉં એવી પોતાની ઇચ્છાથી બાહ્ય ક્રીડા કરવા સારૂ પોતે સર્વ જગત સરજ્યું, જેમ અગ્નિમાંથી તણખા નીકળે છે તે રીતે સચ્ચિદાનંદ રૂપ પોતાના સ્વરૂપમાંથી પરમાત્માએ જડ, જીવ, અંતરજામી ત્રણે ઉત્પન્ન કર્યા છે. ૧૯૮

**जडं व्योमादि सन्मात्रं तत्र जीवे तु सच्चितौ ॥**
**आनन्दस्यतिरोभावादन्तस्थे तत्त्रयं स्फुटम् १९९**

તે ભગવાનના સદંશમાંથી આકાશ, વાયુ, તેજ, જલ, પૃથ્વી વિગેરે જડ પદાર્થો ઉત્પન્ન થયા છે અને ચિદંશમાંથી જીવો નીકળ્યા છે અને આનંદ અંશમાંથી અંતર્યામી નીકળ્યા છે. જડ જે આકાશાદિક તેમાં સદ્ અંશજ પ્રગટ છે અને ચિદ્ તથા આનંદ અંશનો તિરોભાવ છે. જીવમાં સદ્અંશ અને ચિદંશ આવિર્ભૂત છે અને આનંદાંશનો તિરોભાવ છે. અંતર્યામીમાં સચ્ચિદાનંદ એ ત્રણે પદાર્થોનો આવિર્ભાવ છે. ૧૯૯

**ब्रह्मस्वांशश्चित्प्रधानोऽणुर्हृत्स्थो जीव उच्यते ॥**
**प्रदीपवत्सर्पिगुणो येन देहादि चेष्टते ॥ २०० ॥**

જીવ પુરૂષોત્તમનો સ્વાંશ છે, ચૈતન્ય પ્રધાન અણુસ્વરૂપ હૃદયમાં રહેનાર દીવાના પ્રકાશની પેઠે ફેલાએલા ચૈતન્યરૂપ જીવના ગુણથી શરીર ચેષ્ટા કરે છે. ૨૦૦

**साक्ष्यनश्वन्नबद्धोऽणुः सानंदोऽतस्थ ईरितः ॥**
**स्वरूपाऽज्ञानमध्यासात्हृत्प्राणेन्द्रियदेहगात् ॥२०१॥**

સાક્ષી, કર્મફળભોગથી રહિત, અણુસ્વરૂપ, આનંદ સહિત, હૃદયમાં રહેનાર અંતર્યામી છે. આ અંતર્યામીના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન જીવને ન થવામાં ચાર પ્રકારના અધ્યાસ એજ કારણ છે અને તે પૃથક પ્રથક ગણાવે છે, હૃદયાધ્યાસ, પ્રાણાધ્યાસ, દેહાધ્યાસ, અને ઈંદ્રિયાધ્યાસ, શરીર દુર્બલ થવાથી હું દુબળો છું ઇત્યાદિ જ્ઞાન તેને અધ્યાસ કહે છે. ૨૦૧

पञ्चपर्वा हरेः शक्तिरविद्येयं विमोहिका ॥

आवृत्त्या श्रवणादीनांभक्तेर्ज्ञानात्स मुच्यते ॥२०२॥

ઉપર લખેલા પાંચે અધ્યાસરૂપ પાંચ પર્વવાળી શ્રીપુરૂષોત્તમની શક્તિ મોહ કરનારી અવિદ્યા તેથી શ્રવણ મનનાદિકનો રોધ થતાં જીવ પોતાના સ્વરૂપના જ્ઞાનથી અને ભક્તિથી દુર થાય છે અને શ્રવણ મનનાદિકના અભ્યાસથી ઉત્પન્ન થએલી શ્રદ્ધાપૂર્વક કર્મજ્ઞાન તથા ભક્તિના બલથી જીવ સંસારથી મુક્ત થાય છે ૨૦૨

ऊर्णनाभिरिवास्यैको निमित्तं समवायि च ॥

कार्यकारणयोरैक्यं सुवर्णकटकादिवत् ॥ २०३ ॥

જેમ કરોળીઓ પોતાના શરીરમાંથી પોતાની મેળે ઘર કરે છે તેમ પુરૂષોત્તમ પોતાની મેળે પોતામાંથી જગત પ્રગટ કરે છે તેથી નિમિત્ત કારણ, તથા ઉપાદાન કારણ પ્રભુજ છે, જેમ જગતમાં ઘડાનું ઉપાદાન કારણ માટી છે અને નિમિત્ત કારણ કુંભાર તથા દંડાદિક જુદાં છે તેમ પુરૂષોત્તમ તો કેવળ પોતેજ નિમિત્ત કારણ તથા ઉપાદાન કારણ છે, જેમ સુવર્ણથી થએલું કુંડળ સુવર્ણથી જુદું નથી તેમ પુરૂષોત્તમથી થએલું જગત પુરૂષોત્તમથી જુદું નથી. ૨૦૩

परिणामादविकृताद्द्वैतं शुद्धयोस्तयोः ॥

ब्रह्माभिन्ना ब्रह्म धर्मान्प्रकाशाश्रयमन्मताः ॥२०४॥

જગતમાં પરિણામ બે પ્રકારનાં હોય છે, જેમ દુધમાંથી થએલા દહીનો વિકૃત પરિણામ કહેવાય છે—અને સુવર્ણમાંથી થએલા કુંડળનો અવિકૃત પરિણામ કહેવાય છે વિકૃત પરિણામ એટલે દહીમાંથી પાછું દુધ થાય નહીં અને અવિકૃત પરિણામ એટલે કુંડળમાંથી સુવર્ણ થાય છે, તેમ સુવર્ણની પેઠે [illegible] અવિકૃત પરિણામી છે અને કુંડળીની પેઠે આ જગતઆદિ વિકૃત પરિણામી માયાના બંધથી રહિત શુદ્ધ કાર્ય કારણ જગત તથા પુરૂષોત્તમ તેનું અદ્વૈત એટલે એકપણું એનું નામ શુદ્ધ અદ્વૈત કહે છે, દીવો તથા દીવાનો

પ્રકાશ જેમ તેજપણાએ કરીને એક છે તેમ ભગવાન તથા ભગવાનના આકારો વિગેરે ધર્મો બ્રહ્મરૂપપણાએ કરીને એક છે એ વાત શ્રીવ્યાસસૂત્રમાં કહેલી છે. ૨૦૪

त्रिरूपं ब्रह्म गंगावत् क्षराक्षरपराभिधम् ॥
क्षरं भूतांबुवत् विश्वं धामतीर्थवदक्षरम् ॥२०५॥

જેમ અધિભૂત અધ્યાત્મ આધિદૈવક ભેદથી ગંગાનાં ત્રણ રૂપ છે તેમ ક્ષર, અક્ષર અને શ્રી પુરૂષોત્તમ એ ત્રણ ભેદ સહિત છે, ગંગાનું અધિભૂત સ્વરૂપ જેમ જળ છે તેમ પુરૂષોત્તમનું અધિભૂત સ્વરૂપ આ જગત છે, તીર્થ જેમ ગંગાનું અધ્યાત્મક સ્વરૂપ છે તેમ અક્ષરબ્રહ્મ ઇશ્વરનું અધ્યાત્મક સ્વરૂપ છે. ૨૦૫

महात्म्ययुक्तः पुरुषो देवीवदखिलेश्वरः ॥
भक्तैरेव परः प्राप्योलीयन्ते ज्ञानिनोऽक्षरे ॥२०६॥

મૂર્તિમાં ગંગા જેમ આધિદૈવક રૂપ છે, તેમ મહાત્મ્ય યુક્ત અખિલ ઇશ્વર પુરૂષોત્તમ આધિદૈવક છે, તેનું પરિપૂર્ણ જ્ઞાન પામવાથી તેના અક્ષર બ્રહ્મ ધામમાં સ્તબ્ધવત્ લય થાય છે. ૨૦૬

परापरत्ववद्वैतमनयोः पक्षि पुच्छवत् ॥
अक्षरात्क्षरमुद्भूतं तद्रुपं सन्नतु भ्रमः ॥ २०७ ॥

જેમ પક્ષીમાં તથા તેના પુછમાં અભેદ છે ને ઉત્તમ કનિષ્ટપણું છે તેમ પરબ્રહ્મ અને અક્ષર બ્રહ્મનો અભેદ તથા પરઅપરપણું પણ વેદાદિકથી સિદ્ધ છે તે અક્ષર બ્રહ્મથી ઉત્પન્ન થયેલું ક્ષર જગત્ બ્રહ્મરૂપ છે પણ ભ્રમ નથી. ૨૦૭

आविर्भावतिरोभावौ नाशोत्पत्ती अबोधिनां ॥
एवं ज्ञात्वा भजन् त्यक्त्वा विद्यां ब्रह्मविदाप्नुयात् २०८

જગતના આવિર્ભાવ તિરોભાવનેજ ઉત્પત્તિ અને નાશ કહે છે એવી રીતે ક્ષર અક્ષર પુરૂષોત્તમ સ્વરૂપ જાણી શ્રીપુરૂષોત્તમની ભક્તિ કરનાર પુરૂષ, અવિદ્યા છોડીને શ્રીપુરૂષોત્તમના સ્વરૂપને પામે છે. ૨૦૮

अप्राकृताऽऽकृतिर्नित्यांपरलीलामनुग्रहात् ॥
वेदादेः सार उक्तोऽसौ ज्ञेयो ग्रन्थेषु विस्तरात् २०९

મુક્તિ પામનારની અપ્રાકૃત આકૃતિ થાય છે, ભગવત અનુગ્રહથી નિત્ય પરલીલાનો અનુભવ કરે છે, આ વેદાદિકનો શારાંશ કહ્યો છે તે વિસ્તારથી શ્રીમહાપ્રભુજી પ્રણિત શ્રીઅણુ ભાષ્યાદિ મહાન ગ્રંથોમાંથી જોઈ અનુભવ કરવો. ૨૦૯

**संक्षेपादान्हिकं वक्ष्ये शास्त्राचारादि सम्मतम् ॥**
**ब्राह्मे मुहूर्त्त उत्थाय स्वाचार्यादीन् गुरून्स्मरेत् २१०**

હવે શાસ્ત્રમાં કહેલા શિષ્ટાચારાદિ સમ્મત, પ્રતિદીન કરવાનાં નિત્ય કર્મો સંક્ષેપમાં કહીએ છીએ— બ્રહ્મ મુહૂર્ત્તમાં ઉઠી ઉત્તર મુખે તથા પૂર્વ મુખે બેશી શ્રીમદાચાર્ય મહાપ્રભુજી શ્રીગોસ્વામી વિઠ્ઠલનાથજી તેમના સાત પુત્ર શ્રીગીરધરજી, શ્રીગોવિંદરાયજી, શ્રીબાળકૃષ્ણજી, શ્રીગોકુળનાથજી શ્રીરઘુનાથજી, શ્રીજદુનાથજી, શ્રી ઘનસ્યામજી, પોતાના શ્રીગુરૂદેવ આદિનું સ્મરણ કરી બે હાથ જોડી ધ્યાનપૂર્વક નમસ્કાર કરવા. ૨૧૦

**गिरिवर्यधरादीनि प्रभुरूपाणि चिंत्तयेत् ॥**
**गायन्प्रभुयशो मालामुपवीतं विलोक्य च ॥२११॥**

શ્રીગોરધનનાથજી, શ્રીનવનિત્યપ્રિયજી, શ્રીમથુરાનાથજી, શ્રીવિઠ્ઠલનાથજી, શ્રીદ્વારકાંનાથજી, શ્રીગોકુલનાથજી, શ્રીગોકુલચંદ્રમાજી, શ્રીબાળકૃષ્ણજી, શ્રીમદનમોહનજી, શ્રીનટવરજી આદિક શ્રી ગુરૂદેવના તથા પોતાના સેવ્ય ઠાકોરજીનું ધ્યાન ધરી પ્રભુનો યશ ગાતાં માળા તથા ઉપવિતનાં દર્શન કરવાં ૨૧૧

**नमस्कृत्य हरेश्चित्रं गवादीन्सतिसंभवे ॥**
**पश्येच्छौचविधिं कुर्यादान्हिकोक्तप्रकारतः २१२**

પછી શ્રી ચિત્રજી વિગેરેને દંડવત્ કરવા, તથા ગાય ઇત્યાદિકને. વળી સ્ત્રીએ પોતાના પતિ, માતા, પિતા, વીગેરે પૂજ્ય વર્ગનાં યથાયોગ્ય દર્શન કરવાં, પછી શાસ્ત્ર વિધિ પ્રમાણે શૌચ વિધિ કરવી. ૨૧૨

**छायातरुसुरागारोद्यानराजपथादिषु ॥**
**जनोपयोगिस्थानेषु मलमूत्रे न संत्यजेत् ॥ २१३ ॥**

છાયાના વૃક્ષ, દેવાલય, બગીચા, રાજરસ્તો, નદી, તળાવ, વિગેરેના આરા અને કોઈ પણ મનુષ્યના ઉપયોગી સ્થળમાં મલ મૂત્રાદિકનો ત્યાગ કરવો નહીં. ૨૧૩

**मृज्जलाभ्यां पाणिपादं यथाविधि विशोधयेत् ॥**
**गंडूषैर्दंतकाष्टेन संशोध्यास्यं यथाविधि ॥ २१४ ॥**

મૃત્તિકા જળથી હાથ પગ યથા વિધિ શુદ્ધ કરી કોગળા કરવા તેના નિયમ—શૌચના ૮, લઘુશંકાના ૪, ભોજનના ૧૨, વિષયના ૧૬, પછી યથા શાસ્ત્ર દાતણથી મુખ શુદ્ધિ કરવી. ૨૧૪

**स्नायाज्जलाशये वारि वोत्धृत्य विधिना ततः ॥**
**शुद्धवासा हरेः पादरजोंबुतुलसीर्मुखे ॥ २१५ ॥**

પછી જળાશયમાં અથવા ઘેર યથાવિધિ સ્નાન કરી શુદ્ધ વસ્ત્ર પેહેરી, મૃદચરણામૃત તથા જળચરણામૃત પ્રસાદિતુળસી મુખમાં લેવાં તેથી અંતરની શુદ્ધિ થાય છે. ૨૧૫

**न्यस्य शुध्यै स्वभालादौ पुंड्रं मुद्राः समाचरेत् ॥**
**ललाटे केशवं विद्यादित्यादि विधिना ततः ॥२१६॥**

પછી આચમન કરી પોતાના લલાટમાં ઉર્ધ્વપુંડ્ર તિલક પ્રસાદી કુંકુમથી ધારણ કરી મુદ્રા ધારણ કરવી તે કેશવાદિ દ્વાદશ નામથી દ્વાદશ અંગમાં દ્વાદશ તિલક ધારણ કરવાં. ૨૧૬

**दंडाकारं ललाटे स्यात्पद्माकारं तु वक्षसि ॥**
**वेणुपत्राकृतिं बाव्होरन्यद्दीपाकृतिं स्मृतं ॥ २१७ ॥**

લલાટમાં દંડાકૃતિ વચ્ચે અવકાશવાળું તિલક કરવું, છાતીમાં પદ્માકાર તિલક કરવું, બે હાથે વાંસના પત્ર જેવી આકૃતિ વાળું તિલક કરવું, બીજા સૌ અંગોમાં દીવાની જ્યોતના જેવી આકૃતિ વાળું તિલક કરવું, તે અંગોનાં નામ—લલાટ, પૃષ્ટ, બે કુખ, કંઠ, બે કર્ણમૂળ, ગ્રીવા, તાળવું, એ સર્વે મળી દ્વાદશ તિલક કરવાં. ૨૧૭

**प्राग्ग्रंथेषु च मार्तंडे ज्ञेयः श्रौतोऽस्य विस्तरः ॥**
**गोपीमृदा तु षण्मुद्राश्चन्दनेनोत्सवे वहेत् ॥ २१८ ॥**

એનું વિશેષ પ્રમાણ ઉર્ધ્વપુંડ્ર વાદાદિક પ્રાચિન ગ્રંથોમાં તથા શીઘ્રકવિરાજ શિરોમણી પ્રસિદ્ધ પંડિત શ્રીગટુલાલજીના કરેલા સત્સિદ્ધાંત માર્તંડમાં વિસ્તારપૂર્વક કરેલું છે ત્યાં જોવું, પછી ગોપીચંદનની ષણ્મુદ્રા ધારણ કરવી, અને ઉત્સવ હોય તો યોગ્ય રીતે પ્રસાદી ચંદન તથા કુંકુમનીજ મુદ્રા ધારણ કરવી. ૨૧૮

મુદ્રા ધારણનો વિધિ કહીએ છીએ.

उच्चैश्चत्वारि चक्राणि बाहुमूले तु दक्षिणे ॥
नाममुद्राद्वयं नीचैः शंखमेकं तयोरपि ॥ २१९ ॥

જમણા હાથના મૂલમાં એટલે ખભેથી હેઠળ ચાર ચક્ર ધારણ કરવાં, તેની નિચે વચ્ચે અવકાશ રાખીને બે નામ મુદ્રા જે નારાયણી મુદ્રા કરવી, તે બે મુદ્રાની વચ્ચે રેહલા અવકાશમાં એક શંખ ધરવો. ૨૧૯

मध्ये तत्पार्श्वयोश्चैव द्वेद्वे पद्मे च धारयेत् ॥
वामेऽपि चतुरः शंखान्नाममुद्रा च पूर्ववत् ॥२२०॥

તે મુદ્રાઓ મધ્યમાં રાખી બે પાસે ખભે પદ્મ ધરવાં તેમજ વામ જે ડાબા બાહુના મૂળમાં ચાર શંખ ધારણ કરવા અને નામ મુદ્રા જમણા હાથ પ્રમાણે વચ્ચે અવકાશ રાખીને ધરવી ૨૨૦

चक्रमेकं गदे द्वेद्वे पार्श्वयोरिति भेदतः ॥
ललाटे च गदामेकां नाममुद्रा तथा हृदि ॥२२१॥

ચાર શંખની નીચે બે નામમુદ્રા વચ્ચે અવકાશમાં એક ચક્ર કરવું તે મુદ્રાઓને મધ્યમાં રાખી બે પાસે બબે ગદા કરવી પછી લલાટમાં તિલકની મધ્યમાં રહેલા અવકાશમાં નાસિકાના મૂળ ઉપર એક ગદા કરવી તે ઉપર લલાટના અંત સુધી તિલક મધ્યેજ ચાર સંપ્રદાય મુદ્રા કરવી, કેટલાક એક ગ્રંથકારો સંપ્રદાય મુદ્રાનેજ નામમુદ્રા કહે છે તેથી આ ઠેકાણે સંપ્રદાય મુદ્રાને નામમુદ્રા કહી છે, જેમ સંપ્રદાય મુદ્રા હૃદયમાં ચાર કરવી તેમજ લલાટે કરવી. ૨૨૧

त्रीणि त्रीणि च चक्राणि मध्ये शंखावुभावुभौ ॥
हृत् पार्श्वयो स्तनादूर्ध्वं गदापद्मानि बाहुवत् ॥२२२॥

બંન્નેસ્તનથી ઉપર ત્રણ ત્રણ ચક્ર વચ્ચે અવકાશ રાખી કરવાં, રહેલા અવકાશમાં બબે શંખ કરવા, જેમ જમણા હાથે આસપાસ બબે પદ્મ ધરીએ તેમજ જમણા સ્તન ઉપર શંખ ચક્ર વચ્ચે રાખીએ, પાસે પદ્મ કરવાં તેમજ જમણા સ્તન ઉપર બે પાસે ચાર ગદા ધારણ કરવી. ૨૨૨

त्रीणि त्रीणि च चक्राणि कर्णमूलद्वयोरधः ॥
एकमेकं तदन्येषु तिलकेषु च धारयेत् ॥ २२३ ॥

કરણમૂલ જે કાનથી નિચે મૂળમાંથી આરંભીને કંઠના પ.સા સુધીમાં કેવળ ત્રણ ત્રણ ચક્ર બંને પાસે કરવાં અને એક કંઠના તિલકને આધ લઇને ગ્રીવા જે બોચી, એક નાભી અને બંને કુખો તથા પૃષ્ટમાં એ સર્વે સ્થળોમાં એક ચક્ર ધરવું. ૨૨૩

संप्रदायस्य मुद्रातु धार्ये शिष्ठानुसारतः ॥
यथारुच्या तथा धार्या न तत्र नियमो भवेत् ॥२२४॥

સંપ્રદાય મુદ્રા જે શ્રીગોપીજનવલ્લભીએ શિષ્ટાનુસાર પ્રમાણે તિલકમાં ચાર સંપ્રદાય મુદ્રા ધરવી એટલોજ શિષ્ટાચાર છે પછી રૂચિમાં આવે તેટલી માત્ર સંપ્રદાય મુદ્રા વિષેશ ધારણ કરે તેનો કાંઇ નિયમ નથી જેવી પોતાની રૂચી તે પ્રમાણે ધરે. ૨૨૪

આ ઉપર લખેલી છ મુદ્રા ધારણ કર્યા વિના સેવા કરે તે નિષ્ફળ છે તેથી વિધિ પ્રમાણે તિલક મુદ્રા કર્યાવિના વૈષ્ણવે સેવામાં પ્રવેશ કરવો નહીં.

संध्याद्यं वैदिकं कर्म गुरुदार्शतया दिशा ॥
हरेः सं सेवनं नित्यमवश्यं श्रद्धया चरेत् ॥२२५॥

પછી સંધ્યા વંદનાદિક કર્મ ભગવદ્સેવાના અવકાશમાં કરવાં શ્રી ગુરૂ દેવે બતાવેલી રિતિથી શ્રી પ્રભુજીની સેવા નિત્ય નિયમ પૂર્વક અવશ્ય કરવી. ૨૨૫

यथाकालं यथादेशं स्वप्रभोः सुखसाधनम् ॥
सर्वं कुर्वीत सप्रेमाऽऽचार्यवाक्याविरोधतः ॥२२६॥

દેશકાળના અનુસારથી પોતાના પ્રભુને સુખ થાય તેમ સ્નેહ રાખી શ્રી ગુરૂદેવની આજ્ઞાથી વિરૂદ્ધ ન આવે તેમજ સેવા કરવી. ૨૨૬

यद्यदिष्टतमं लोके यच्चास्तिप्रियमात्मनः ॥
निवेदयेत्तद्धरये तदानन्त्याय कल्पते ॥ २२७ ॥

જે વસ્તુ પોતાને અત્યંત પ્રિય હોય તે શ્રી હરિને નિવેદન કરવાથી અક્ષય ફળ થાય છે એવી રીતે શ્રી ભગવાનની આજ્ઞા છે. ૨૨૭

आचारेऽवहितो भक्त्या प्रभोः संचिंतयेन्सुखं ॥
श्रद्दधानो गुरो राज्ञां सेवां कुर्वीत तन्मनाः २२८

શ્રીહરિમાં મન રાખી સાવધાન થઈ શ્રીગુરૂ આજ્ઞામાં વિશ્વાસ રાખી શ્રીપ્રભુનું સુખ વિચારી સેવા કરવી. ૨૨૮

**ब्रह्मयज्ञं चरेन्नित्यं ध्यायन्मंत्रान्निजान् जपान् ॥**
**यथाऽऽह तुलसीकाष्टमाला च करमालया ॥२२९॥**

પોતાના ગુરૂદેવે આપેલા વૈદિક તાંત્રિકમંત્ર તથા શ્રી ગાયત્રી મંત્રનો જપ તુલસીની માળાથી અથવા કરમાળાથી કરતો ને શ્રી પ્રભુજીનું ધ્યાન કરતો થકો પ્રસાદી અન્નથી બ્રહ્મયજ્ઞ કરે, તુળસી કાષ્ટની માળાથીજ જપ કરવો. ૨૨૯

**वेदं गीतां च सूत्राणि शक्त्या भागवतं पठेत् ॥**
**स्वाचार्यनिष्कृतान्ग्रन्थान्हरेर्नामसहस्रकम् ॥२३०॥**

વેદ, શ્રી ગીતાજી, શ્રીમદ્ભાગવતનો પાઠ યથા શક્તિ કરવો શ્રી મહાચાર્યજીના ષોડશ ગ્રંથો વીગેરેનો તથા પુરૂષોત્તમ સહસ્રનો અવશ્ય પાઠ કરવો, અતિ આગ્રહપૂર્વક શ્રી સર્વોત્તમજી તથા શ્રી યમના અષ્ટકોનો પાઠ કર્યા વગર વૈષ્ણવોએ રહેવુંજ નહીં. ૨૩૦

**एतत्सेवाऽवकाशे वा सेवान्ते वा यथा तथा ॥**
**सर्वं कुर्याद्धरेः प्रित्यै शक्त्या स्यादग्निमान्यदि २३१**

એ પાઠાદિક સર્વ કર્મ સેવાના અવકાશમાં અથવા સેવામાંથી પહોંચ્યા પછી યથા શક્તિ શ્રદ્ધાએ ભગવત્પ્રીત્યર્થ કરવાં. ૨૩૧

**स्मार्तं कर्म विवाहाग्नौ श्रौताग्नौ श्रौतमाचरेत् ॥**
**अत्यावश्यकमाधानं कलिना निरलङ्कृतम् २३२**

અને જો અગ્નિહોત્ર હોય તો સ્માર્ત કર્મ વિવાહાગ્નિમાં કરવું, શ્રૌત કર્મ અગ્નિહોત્રના અગ્નિમાં કરવું. અતિ આવશ્યક અગ્નિહોત્ર કલિયુગના મધ્યમાં નિષેધ છે. ૨૩૨

**स्याचार्यमन्दिरं ग्रामे स्याच्चेत्तत्र व्रजेत् ध्रुवं ॥**
**मानापेक्षां न कुर्वीत सेवां पश्येद्धरिं गुरुं ॥२३३॥**

જો ગામમાં શ્રીગુરૂદેવનું મંદીર હોય તો દર્શન કરવા અવસ્ય જવું, અભિમાન મુકી શ્રીગુરૂને પરમેશ્વર જાણી યોગ્ય સેવા કરવી ( જો ગામમાં ગુરૂદેવનું મંદીર ન હોય તો મર્યાદી વૈષ્ણવોને ત્યાં અથવા જે ઠેકાણે શ્રીમહાચાર્ય દર્શીત રીતિથી સેવા થતી હોય ત્યાં દર્શન કર્યા વિના મહાપ્રસાદ લેવો યોગ્ય નથી માટે દર્શન અવસ્ય કરવાં. ) ૨૩૩

साष्टांगं प्रणमेत्तत्र समर्यादो विशेत्पुरः
माध्यान्हिकं यथाशास्त्रं वैश्वदेवं बलिं चरेत्
"विष्णोर्निवेदितान्नेन" स्वधयाभिः पितॄन् यजेत् २३४

દર્શન કરવા જવું, ત્યાં સાષ્ટાંગ દંડવત્ કરવા, મર્યાદા સહિત રહેવું, પછી ગુરૂની આજ્ઞા લઈ ઘેર આવી યથા શાસ્ત્ર કર્મ કરી ભગવદ પ્રસાદી અન્નથી વૈશ્વદેવાદિક કર્મ કરવાં. તેમજ પ્રસાદી અન્નથી શ્રાદ્ધાદિકમાં પિતૃનું યજન કરવું. ૨૩૪

दद्यादन्नं च यत्किंचित्सत्कुर्यादतिथिं तथा ॥
यतींश्च वैष्णवान्विप्रान् विरक्तान्शक्तिमन्यथा २३५

રોજ પોતાની શક્તિ પ્રમાણે અન્નદાન કરવું, અતિથિ, યતિ, બ્રાહ્મણ, વૈષ્ણવ, તથા વિરક્તનો સત્કાર અવશ્ય અન્નાદિકથી કરવો. ૨૩૫

अशक्तो हरिसेवायां पूर्वोक्तायामकिंचनः ॥
तथापि किंचित्सेवेत शर्कराद्यं निवेदयन् ॥२३६॥

ત્રિકાલ સેવા એટલે જરૂર મંગલાશયન પર્યંત મર્યાદ સહિત સેવા કરવી, જો મર્યાદ યુક્ત સેવા કરવાની શક્તિ ન હોય તો એક કાલ ખાસામાં સખડી• ભોગ ધરવો, તે સૌકર્ય ન હોય તો અનસખડી, તે ન બને તો કનિષ્ટ પક્ષ શર્કરાદિ તથા બને તેમ ક્રિયાથી સખડી ભોગ ધરી સન્મુખ રહેવું પણ સેવા વિમુખ રહેવું નહી. ૨૩૬

संध्याजपाद्यवश्यं तु कुर्यात्पाठं तथाऽन्वहं ॥
श्लोकार्द्धं श्लोकपादं वा शक्तिशाठ्यं विवर्जयेत् २३७

ત્રિકાલ સંધ્યા જપ પાઠ અવશ્ય કરવો, પોતાનો અવકાશ હોય અને શક્તિ હોય તો શઠપણું કરવું નહીં, ને તેમ કરે તો જરૂર પતિત થાય છે. ૨૩૭

दत्वा ग्रासं गवेऽश्नीयात् श्रीकृष्णस्याधरामृतं ॥
परीक्षत् प्रभुसौख्यस्य न निंदां कारयेत्सुधिः २३८

પછી ગાયનો ગ્રાસ કહાડી આ શ્રીપ્રભુજીનો પ્રસાદ છે એમ જાણી નિંદા ન કરતાં માહાત્મ્ય વિચારી પ્રસાદ લેવો પ્રભુસુખાર્થે પરીક્ષા યુક્ત લેવો, તેમાં સમવિશમ પરીક્ષામાં આવે તો ફરી સાવધાનીથી સેવા કરવી. ૨૩૮

पूर्वोक्तोपोषणादि प्रसादेऽपि समाचरेत् ॥
पिबेत्प्रसादपानीयं भुक्त्वाऽऽचामेद्यथाविधि २३९

ભગવદ પ્રસાદમાંથી પણ પૂર્વોત્તર ઉપોષણ કરવું, પ્રસાદી જળનુંજ પાન કરવું. ૨૩૯

निर्गंधलेपौ कुर्वीत हस्तौ वक्त्रं दतस्तथा ॥
मुखवासं समादाय किंचिद्विश्रांतिमान्भवेत् ॥२४०॥

હાથ મુખ દાંતમાં લેપન તથા ગંધ ન રહે તેમ શુદ્ધ કરી પ્રસાદી મુખવાસ આશ્રમને યોગ્ય હોય તે પ્રમાણે કરી વિશ્રામ કરવો. ૨૪૦

तत्र कुर्यात्कृष्णकथां सेवार्थं धनमर्जयेत् ॥
यथोचितं हरिं दध्यानमुक्त्वा चिंतां दृढाऽश्रयात् २४१

પછીથી શ્રીપ્રભુના ગુણાનુવાદ તથા સેવાર્થ દ્રવ્ય સંપાદન કરવું. શ્રીપ્રભુનું ધ્યાન કરી દૃઢાશ્રયથી ચિંતા મુકી નિર્પેક્ષ રહેવું. ૨૪૧

हरिसेवोपकारश्च धर्मो विद्याप्रलापनं ॥
इत्याद्यं धनसाध्यं यत्तस्मादनलसोऽर्जयेत् ॥२४२॥

ભગવત સેવા પરોપકાર વિદ્યાશાળા એ વિગરે દ્રવ્ય સાધ્ય છે તેથી આળસ મુકી દ્રવ્ય સંપાદન કરવું. ૨૪૨

सायं पुनर्निषेवेत स्नात्वा पुंड्रादिमान् शुचिः ॥
स्वाचार्यदर्शितदिशा प्रभुं प्रस्वापयेत्सुखात् ॥२४३॥

સાયંકાલે સ્નાન કરીને પવિત્ર વસ્ત્ર પહેરી તિલક મુદ્રા કરી શ્રીમદાચાર્ય દર્શિત રીતિથી સેવા કરવી. ૨૪૩

स्वाचार्यस्मरणं कृत्वा नत्वा श्रीहरि मंदिरं ॥
सावधानतया रुध्वा विधिं संध्यां समाचरेत् २४४

પછી શ્રીમદાચાર્ય શ્રી ગુરૂદેવનુ સ્મરણ કરી શ્રીહરિના મંદિરને સાષ્ઠાંગ દંડવત્ કરી સાવધાન થઇ તીવારીઆદી મંગલ કરી સંધ્યા વંદન કરવું.૨૪૪

सेवाऽवकाशे वा कुर्यात्यथा कालो न लंघ्यते ॥
प्रभोः सौख्यं यथा च स्याद् भृत्यभावो तथा चरेत् २४५

સેવામાં અવકાશ મળે તો સંધ્યા વંદન કરવું પણ પ્રમાદથી કાલલોપ ન કરવો, જે રીતે શ્રી પ્રભુજીને સુખ થાય તેમ પોતામાં દાસપણું જાણી આચરણ કરવું, ૨૪૫

अथो कथा भगवतो यत्र स्यात्कल्मषापहा ॥
स्वस्वामिनो गुणायत्र कीर्तरन्प्रेमपूरितैः ॥२४६॥

પછી કલીમલને નાશ કરનારી જ્યાં ભગવંતકથાગુણાનુવાદ થતા હોય ત્યાં શ્રવણ કરવા સાવધાન થઈ જવું. ૨૪૬

श्रवणं कीर्त्तनं कर्तुं तत्र गच्छेदतंद्रितः ॥
न लौकिकीं कथां तत्र नमानद्वेषमाश्रयेत् ॥२४७॥

લૌકિક કથાનો ત્યાગ કરી માન્ય અપમાન્ય દ્વેષરહિત થઇ ભગવત મંડળીમાં ભગવતગુણાનુવાદ શ્રવણ કરવા જવું. ૨૪૭

वैष्णवान्बंधुवत्पश्येत्तत्र पुण्यात्मनो हरौ ॥
स्त्रियो वा पुरुषो वापि भगिन्यो भ्रातरो यथा २४८

વૈષ્ણવો માત્રને પોતાના બંધુવત્ જાણવા અને સ્ત્રીયોને પોતાની ભગિનીની પેઠે જાણવી અને જુદા જુદા સ્થાનપર બેસવું ૨૪૮

विद्वाद्भिरपि गंतव्यः समाजो हरिकीर्तिकृत् ॥
मान्यास्तत्र विरक्ताद्या धर्मनिष्ठा हरिप्रियाः॥२४९॥

વિદ્વાન બ્રાહ્મણ વૈષ્ણવોએ જ્યાં ભગવત મંડળીમાં જવું ત્યાં વિરક્તાદિ ભગવત ભક્તો આવે તેમનો અભિમાન રહિત થઇ સત્કાર કરવો. ૨૪૯

श्रीकृष्णस्मरणैर्नत्वा सत्कृत्याथ सुरोत्तमान् ॥
हरिध्यानादिसंयुक्तः शयीत श्रीहरिं स्मरन् २५०

મંડળીમાં આવેલા વૈષ્ણવોને શ્રી કૃષ્ણ સ્મરણ સત્કાર કરી ભગવત ધ્યાન કરી ભગવત સ્મરણ પૂર્વક ચરણામૃત લઇ શયન કરવું. ૨૫૦

अपर्वण्युक्तकाले च ग्रही पत्नी प्रसंगतः ॥
साधयेदिंद्रियजयं नतु शास्त्रं विलंघयेत् ॥ २५१ ॥

પર્વ રહિત દીવસમાં કહેલી વખતે ગૃહસ્થોએ પોતાની સ્ત્રી પ્રસંગથી ઇંદ્રિયોનો જય કરવો પણ શાસ્ત્રનું ઉલંઘન કરવું નહિં ૨૫૧

अनुक्तमपि कर्तव्यं यथाशास्त्रं यथापथं ॥
कुर्यात् धर्माविरोधेन तत्तल्लौकिककर्म च ॥२५२॥

આ ગ્રંથમાં ન કહેલાં જે લૌકિક કર્મો તે પણ ધર્મમાં વિરૂદ્ધ ન આવે તેવી રીતે શાસ્ત્રના અનુસાર કરવાં. ૨૫૨

धर्मार्थकाममोक्षार्थैरशून्यं दिवसन्नयेत् ॥
न वै क्षिपेदन्यथा कालं यातमायुः पुनर्न यत् ॥२५३॥

ધર્મ અર્થ કામ મોક્ષને સિદ્ધ કરનાર ક્રિઆથી કાલક્ષેપ કરવો, પણ વૃથા કાલ ખોયો નહિં. ૨૫૩

"आयुर्हरति वै पुंसामुद्यन्नस्तं नगन्नसौ ॥
तस्यर्ते यत्क्षणो नीत उत्तमश्लोकवार्तया" ॥२५४॥
शास्त्राभ्यासात्सतां संगाद्धर्मो वर्द्धेत मुक्तिदः ॥
तस्माद्धर्मकथामिच्छन्ध्रुवं सत्संगमाचरेत् ॥ २५५ ॥
"प्रसंगमजरं पापमात्मनः कवयो विदुः ॥
स एव साधुषु कृतो मोक्षद्वारमपावृतं" ॥ २५६ ॥
"यथावरुंधे सत्संगः सर्वसंगापहोहिमाम् ॥
इत्यादिना भागवते महिमा तस्य वर्णितः" ॥२५७॥

સૂર્ય ઉગી અસ્ત પામે છે ને પુરૂષોના આયુષ્યને હરે છે, માત્ર એક ભગવતગુણાનુવાદમાં ગયેલો કાલ હણાતો નથી કારણકે તે તતક્ષણ સફલ થાય છે અને શાસ્ત્રના અભ્યાસથી તથા સત્સંગથી મુક્તિ આપનાર ધર્મની વૃદ્ધિ થાય છે તેથી ધર્મ માર્ગને ઇચ્છિનાર પુરૂષે જરૂર સત્સંગ કરવો, પ્રસંગને વિદ્વાદક ફાંસી કહે છે પણ જો સત્પુરૂષનો પ્રસંગ કર્યો હોય તો મોક્ષનાં ઉઘાડાં દ્વાર રૂપ થાય છે એ વાત શ્રી ભાગવતાદિક ગ્રંથોમાં છે. ૨૫૭

वृथा वैष्णवतामानान् वेदान् वर्णाश्रमादिगान् ॥
धर्मान्सत्तश्च निंदंति ते ज्ञेयामार्गशत्रवः ॥ २५८ ॥

વૃથા વૈષ્ણવતા બતાવી અભિમાનથી વેદ વર્ણાશ્રમાદિક ઉત્તમ ધર્મોને અને શ્રીમદાચાર્ય દર્શિત ગ્રંથોને નથી માનતા અને સ્વેછાથી વરતે છે ને બકે છે તેને સ્વમાર્ગના શત્રુ જાણવા. ૨૫૮

श्रौतस्मृतिपुराणानि धूर्तैर्व्याकुलितानि यत् ॥
उद्धर्तुं तान्यथापूर्वं स्वाचार्यरचितश्रमः ॥ २५९ ॥
न वर्णाश्रमधर्माणां वेदानां च विलोपनं ॥
कथंचिदिष्टमाचार्यैस्तत्कर्त्ताचार्यवाग्विभुः ॥२६०॥

જ્યારે ધૂર્ત લોકોએ વ્યાખ્યાનથી વ્યાકુલ કરેલા શ્રુતિસ્મૃતિ પુરાણોના યથાપૂર્વ ઉદ્ધાર કરવા સારૂ શ્રીમદ્દાચાર્યજીનો શ્રમ છે તેથી વૈષ્ણવોએ વર્ણાશ્રમ ધર્મનો તથા વેદનો કદી પણ ત્યાગ કરવો નહીં એમ પોતાની આજ્ઞા છે ને તેનો લોપ કરે તે શ્રીમહાપ્રભુજીનો શત્રુ જાણવો ૨૫૯. ૨૬૦.

सर्वधर्मेष्वयं मुख्यो हरेर्याशरणागतिः ॥
तया सर्वं प्रसिद्ध्यंति कलौ व्यर्थाश्रतां विना २६१

ભગવત શરણ જવું એજ ધર્મ સર્વ ધર્મમાં મુખ્ય છે તેથી કલિયુગમાં સર્વ ધર્મથી એ મુખ્ય છે તે વીના સર્વે વ્યર્થ છે. ૨૬૧

अतोऽनन्यतमा धन्यतमा भाग्योत्तमाः क्रमात् ॥
हरिमेकं गतिं याताः स्वाचार्यशरणाश्रिताः ॥२६२॥

તેથી અનન્યપણાથી એક શ્રી હરિનેજ જાણીને ભાગ્યવાન પુરૂષોએ શ્રી પ્રભુજીનેજ શરણ જવું. ૨૬૨

संक्षेपात्सर्वधर्माणां दिङ्मात्रमिह दर्शितं ॥
आर्षाचार्यनिबंधेषु विस्तारस्तत्र बुध्यतां ॥ २६३ ॥

આ ગ્રંથમાં સર્વ ધર્મ સંક્ષેપથી બતાવ્યા છે તેનો વિસ્તાર શ્રીમદ્દાચાર્યાદિકોના કરેલા ગ્રંથોમાં છે તે પ્રમાણે જાણવા. ૨૬૩

इदानिं तु दुराचारैर्धर्मा व्याकुलिता जनैः ॥
अंतः प्रविष्टचौराभैस्तदर्थं ह्येष उद्यमः ॥ २६४ ॥

હમણા દુરાચારી, અંતઃપ્રવિષ્ટ ચોરો, કેટલાએક પાખંડીઓ આ વૈષ્ણવ ધર્મને વ્યાકુલ કરેલો છે તેથી આ ગ્રંથ કરવાનો ઉદ્યોગ છે. ૨૬૪

यदुक्तं भाषया पूर्वं जनानां बोधसिद्धये ॥
तच्छिष्यार्थं नवैः* श्लोकैः संगृह्यैतन्निरूपितं ॥२६५॥

સર્વે વૈષ્ણવોને બોધ કરવાસારૂ શ્રી ગોવિંદ મહાપ્રભુજીએ જે જે ભાષામાં આજ્ઞા કરી છે તે પ્રમાણે કેટલાક વૈષ્ણવોની સલાહથી સંગ્રહ કરી શ્લોકોથી નિરૂપણ કર્યું છે. ૨૬૫



* नवैः = नूतनैः

इति श्रीमदखंडभूमंडलाचार्य जगद्गुरु श्रीवेदव्यास विष्णुस्वामी मताकुवर्ती सकलाचार्यचूडामणी श्रीमद्वल्लभाचार्यात्मज श्रीमद्गोस्वामी श्रीविठ्ठलनाथानां सप्तस्वात्मजेषु पंचमतनुज श्रीरघुनाथाचार्यवंशोद्भव श्रीमन्नंदनंदनचरणराग रंजिताशय भक्तजनविहंगविश्रामकल्पवृक्ष श्रीमद्गोस्वामीवर्य श्रीमद्वल्लभात्मज श्रीमद्गोविंदप्रभु विरचितः

## श्रीउपदेशसुधाग्रंथः संपूर्णः

॥ श्रीमद्गोपीजनवल्लभार्पणमस्तु ॥

यो व्याप्तः स्वयशोभिरत्र भुवने यं सेवते सज्जनः ।
पुष्टिर्येन वितन्यते गुणिगणा यस्मै नमस्कुर्वते ।
यस्मात्तत्वमुदेति यस्य करुणापूरे नरो राजते ।
यस्मिन्बद्धदृशो जयत्वतितरां श्रीदेवकीनंदनः ॥ १

यः पूर्वं खलु विठ्ठलेशवपुशा श्रीवल्लभाख्यगृहे ।
प्रादुर्भूय व्रजेन्द्रसेवनविधिः संस्थापितो भूतले ।
सः श्रीगोकुलचंद्रपादभजनानंदैकमूर्तिः स्वयं ।
जज्ञे श्रीजयदेवलालवपुषा भूयः कलौ वाल्लभिः ॥ २

शुद्धाऽद्वैतसमर्थनैकनिपुणं स्वाचार्यवर्यं परं ।
विद्यावादविनोदमोदनिभृतं कारुण्यकल्पद्रुमं ।
भव्यं भक्तजनप्रियं सुखनिधिं गोविंदरायात्मजं ।
वंदे श्रीजयदेवलालसहितम् श्रीदेवकीनंदनं ॥ ३

---

उभाभ्यां गुरुवर्याभ्यां प्रणिपत्य तदाज्ञया ।
गोवर्द्धनाख्यशिष्येण शोधितं पुस्तकं त्विदम् ॥ १
माघमासे ऽमले पक्षे पंचम्यां भानुवासरे ।
धरित्री नेत्र वस्वेन्दु मिते ऽब्दे पूर्णतामगात् ।

सेवक गोवर्द्धनदास धीरजरामजी.

# शुद्धिपत्र.

| पृष्ठ | पंक्ति | अशुद्ध | शुद्ध |
|---|---|---|---|
| १ | २६ | द्वितीयवृति | द्वितीयावृत्ति |
| १ | २ | शिघ्र | शीघ्र |
| २ | २१ | अम्दुत | अद्भुत |
| २ | २५ | तमोत्हर्तो | तमोद्धर्तो |
| ५ | २ | सारमके | सारमेक |
| ५ | ११ | नारदो | नारद |
| ६ | २७ | गांधर्वस्य | गांधर्वस्स्य |
| ९ | १३ | भक्तिधर्म्माचरण | भक्तिर्धर्म्माचरण |
| ९ | १८ | विर्य्य | वीर्य्य |
| ९ | २४ | मूमि | भूमि |
| १० | १७ | नर्त्तने | नर्त्तनं |
| ११ | ३ | देहा | देहे |
| १३ | ४ | मोंजीं | मौंर्जी |
| १४ | २३ | नैष्टिक | नैष्ठिक |
| १५ | ९ | संतुष्ट | संतुष्ट |
| १५ | १४ | नीरोगा | निरोगा |
| १७ | ७ | शत्क्या | शक्त्या |
| १९ | २ | प्रंसग | प्रसंग |

| | | | |
|---|---|---|---|
| १९ | ७ | बधू: | बधूं |
| २१ | २२ | दालिद्रं | दारिद्र्यं |
| २२ | १८ | धर्म्मास्ता | धर्मास्ता |
| २२ | २२ | पुंप्रसंगे | पुंप्रसंगं |
| २५ | १२ | भेदन | भेदेन |
| २७ | २४ | दुराचारो | दुराचारो |
| ३४ | १० | दूष्टेभ्यो | दुष्टेभ्यो |
| ३६ | २७ | नाश्रयत् | नाश्रयेत् |
| ३८ | ४ | पक्त्या | पक्त्वा |
| ४३ | १२ | भक्तैरव | भक्तैरेव |
| ४३ | १६ | परापरत्ववद्वैत | परापरत्ववद्‌द्वैत |
| ४३ | १७ | तद्रुपं | तद्रूपं |
| ४४ | १३ | चिंत्तयेत् | चिंतयेत् |
| ४५ | २ | काष्टेन | काष्ठेन |
| ४८ | ४ | काष्ट | काष्ठ |
| ४८ | १५ | प्रित्यै | प्रीत्यै |
| ५१ | २ | कीतरन् | कीर्त्तेरन् |
| ५३ | १३ | दाशितो | दर्शितो |
| ५४ | १२ | श्रीवल्लुभाढ्य | श्रीवल्लुभाढ्ये |
| ५४ | २३ | गौवर्द्धनाढ्य | गोवर्द्धनाढ्य |

# જાહેર ખબર.

## જરા તસ્દી લઈ વાંચવા કૃપા કરશો.

---

### માસિક પત્ર

# सज्जनानन्दवर्धिनी.

---

તંત્રી

પરી. હરિવલ્લભદાસ ગોકળદાસ.

સહાયક

શાસ્ત્રી. ગોવર્દ્ધનદાસ ધીરજરામજી.

---

આ માસિક વિક્રમાર્ક ૧૯૫૫ના કાર્ત્તિક માસથી પ્રકટ કરવામાં આવ્યું છે અને નિયમાનુસારે દરેક માસની પ્રથમ તિથિએ તે બહાર પડે છે.

આ માસિકમાં નીતિમય, બોધદાયક, સૃષ્ટિ સૌંદર્ય ચિતાર, ભિન્ન ભિન્ન કલ્પનાદિક વિષયો ગદ્યમાં અને પદ્યમાં તેમજ જ્ઞાનમય અને રસમય નવલ કથા આદિ વિષયો પ્રકટ કરવામાં આવે છે.

આ માસિકનું કદ ડેમી ૮ પેજી ત્રણ ફોર્મનું છે અને વાર્ષિક લવાજમ માત્ર રૂ૧-૦-૦ છે. પોસ્ટેજ રૂ૦-૩-૦ વિશેષ લેવામાં આવે છે.

આ માસિકમાં લેખ મોકલવા દરેક વિદ્વજ્જનને છુટ છે, લેખ પ્રસિદ્ધ કરવા સંબંધી યોગ્યાયોગનો વિચાર તંત્રી પર આધાર રાખે છે; લેખ એક બાજુએ સ્વચ્છ અક્ષરે લખેલો હોવો જોઈએ; પ્રસિદ્ધ વા અપ્રસિદ્ધ લેખો પાછા મોકલવા સવડ થશે નહીં.

આ માસિક અંગે લેખ વા પત્રાદિક વ્યવહાર તંત્રી સાથે ચલાવવો. જેઓને ગ્રાહક થવાની ઈચ્છા હોય તેમણે નીચેના સરનામે તંત્રી પર લખી જણાવવું. ગ્રાહક થઈ સહાયતા આપવી એ વિદ્વજ્જનનો ધર્મ છે.

**तंत्री—सज्जनानन्दवर्धिनी.**

ठे. विसनगर पद्माकर प्रेस.

**मु. विसनगर.**



## संस्कृत अक्षरना नमुना.

विश्वेश सुखकर दीन दयाळ त्राता !
निराश्रिताश्रय दिशा दस शान्तिदाता !
छे वंदना मम सभाव सहस्त्र वारे !
रक्षा हजो तव सदा विभु सर्व ठारे ! १

---

माता सुखद तुं सरस्वती महा विद्या सुधा धारिणी !
स्नेहे शिर नमावी चर्ण कमळे वंदुं शिखीवाहिनी !
याचुं छुं कर जोडीने हृदयथी तारी कने शारदा !
तुं मारी रसना मति कलमने देजे सदा सा'यता ! २

---

त्राता तात तमाम तुं जगतनो, तुं तृप्त तृष्णा करे,
पाळे प्राणी प्रीते प्रभु पळ पळे, प्रेमी पूरो सौ परे;
आणीने अनुराग अर्ज उरमां आ अल्प उतारजे.
सौ उत्कर्ष विशेष हर्ष ईश ! आ वर्षे तुं वर्षावजे. १

---

धारे वस्त्रो श्वेत को नील अंगे,
तेजस्वी सौ प्रान्त सुवर्ण रंगे,
मेघ पृष्टे सूर्य के तेज मारे,
दृष्टि भेदे किर्णथी शृंग धारे. २

( काव्य सरिता. प्रथम तरंग. )

# ગુજરાતી અક્ષરના નમુના.

કુપ્રીતિકમળની નરભ્રમર છોડે નવ રસવાસ
કમળ ફસાવી ભ્રમરનો અંતે કરે વિનાશ. ૧

---

વૃષ્ટિ વિશ્વ વિષે થયાથી અતિશે સૌ વેલી વૃક્ષો ખિલે,
સ્વાભાવિક રીતે અરે બળી મરે કિન્તુ જવાસો દિલે;
ચાહે છે ગુણી શીખશબ્દ હૃદયે, દુર્ગુણીને જ્વાળ છે,
તેમાં સુખદ સત્યના વચનનો હે મિત્ર શો દોષ છે ?! ૧

---

સ્વભાવે વિકાસે પછી સકળ ધર્મોર્મિ હૃદયે,
સુખાનંદે પામો ગુણ ફળ સુધા પુન્ય સમયે.
સદા સત્ય સ્થાપ્યિ ગુરૂવર મુખે જે કથી ગયા
"પ્રતિ કાળે વિશ્વે સબળ સહુ ધર્મે મુળ દયા." ૧

---

હેવાન સમ ભટકતો ભટકતો નીચ સ્થાને સ્થાનમાં,
બેભાન મદના પાશમાં ફસતો દુઃખદ નિજ તાનમાં,
દુઃખ સાગરે સુખ માનતો તે મગ્ન મિથ્યા થાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૧

---

દેશે સહાય પરિપૂર્ણ પ્રભુ પ્રતાપી,
ઉત્સાહ હોય અતિ અંતર જો કદાપી. ૧

( કાવ્ય સરિતા. પ્રથમ તરંગ. )

# અંગ્રેજી અક્ષરના નમુના.

**Honesty is the best policy but to be honest for policy is no honesty.**

THE boast of heraldry, the pomp of power,
And all that beauty, all that wealth o'er gave,
Await, alike, the inevitable hour.
The paths of glory lead but to the grave !

*– Thomas Gray.*

OH ! God, what is man ? – Even a thing of naught; a poor, infirm, miserable, short-lived creature, that passes away like a shadow, and is hastening off the stage where the theatrical titles and distinctions and the whole mask of pride which he has worn for a day will fall off, and leave him naked as a naked slave — STERNE.

# ઉર્દુ અક્ષરના નમુના.

نگاه شہ پڑي کاکل پہ اک بار: سفید آے نظر
بال اُسمین دو چار: خزان دیکھی بہار زندگي مین:
امان دیکھی خداکی بندگي مین: نظر موے سپید
آے جوشہ کو : زوال شب هوا معلوم مہ کو :
کہا دل مین کہ آیا دور پیري ; نهین زیباهے اب
تاج امیری : مناسب هےکہ اپنے روبرو اب : یہ
تاج و تخت بخشون رام کو سب.

---

આ શીવાય હેડીંગ તથા બીજા ટાઇપના નમુના તેમજ ચિત્ર વેલ વીગેરેના નમુના જગ્યાના સંકોચના લીધે અ[illegible] બતાવવામાં આવ્યા નથી.

પુસ્તકો બાંધવાનુ કામ સારી રીતે [illegible]તાથી કરી આપવામાં આવશે.

સંપુર્ણ સમાચાર પ્રેસના મૅનેજરને મળવાથી અગર પત્ર લખવાથી મળશે.

